વર્ષ ૧૦ મું — નવચેતન પ્રકાશન–૫૨ / ગૃહલક્ષ્મી ગ્રંથમાળા–૪૦ — પુસ્તક ૧ લું

# ક્રાંતિનાદ

લેખક :

શ્રી. 'દિવ્યાનંદ'

[જોગિની, પ્રીતમની પ્યાસ, યોગી કોણ? અને ઈશ્વરનું ખૂનના કર્તા]



નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ.

પ્રકાશક :

પુરુષોત્તમ પૂ. પારેખ

નટવરલાલ લ. વોરા

નવચેતન સાહિત્ય મંદિર : રાયપુર : ભદ્ર : અમદાવાદ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
૨૪૯૨૦
Z-13

ગુજરાત કોપીરાઈટ-સંગ્રહ
આવૃત્તિ ૧ લી

[ સર્વ હક્ક સ્વાધિન ]

કિંમત

પાકું પૂંઠું રૂ. ૩– ૦–૦

કાચું પૂંઠું રૂ. ૨–૧૨–૦

વાર્ષિક લવાજમ દેશમાં

કાચું પૂંઠું રૂ. ૫) ... ... પાકું પૂંઠું રૂ. ૬)

પોસ્ટેજ અલગ

*

મુદ્રક :

કેશવ હ. શેઠ

ખડાયતા મુદ્રણકલા મંદિર

ખાડીઆ : અમદાવાદ

# નિવેદન

નવચેતન સાહિત્ય મંદિરે સને ૧૯૪૧ માં શ્રી. ' દિવ્યાનંદ 'નું અદ્ભુત નાટ્ય સર્જન ' પથ્થરનું ખૂન ' અમારા વાંચકો સમક્ષ અર્પણ કર્યું.

ત્યારપછી ત્રણ ત્રણ વર્ષનો સમય વહી ગયો. ૧૯૪૩માં શ્રી. ' દિવ્યાનંદ 'ના નવા સર્જનની આશા ગુંથી–બે ત્રણ અમૂલ્ય નાટ્ય સર્જનો શરૂ કરેલાં એમ જ રહ્યાં અને ૧૯૪૪માં અમારા ખોળામાં આ નવલકથા આવી પડી અને અમે તેના મોહમાં વશ થયા.

આ નવલકથા છે. નાટ્ય નથી. શ્રી. ' દિવ્યાનંદ 'ના શ્રેષ્ઠ નાટ્ય સર્જનના બૃહદ ગુજરાતના રસીક વાંચકોને આ નવલકથા નવા ક્ષેત્રમાં ઉઘાડી આંખે અને ઉછળતે હૈયે ખેંચી જશે અને વાંચકના મન, હૃદય અને વિચાર આ નવી જ સૃષ્ટિમાં રમશે–હિંચોળાશે અને એની સાત્વિક અમીથી ઉત્કૃષ્ટ થશે તેવી અમને શ્રદ્ધા છે.

આ પ્રથમ ખંડ છે. દ્વિતીય ખંડ ચાલુ વર્ષમાં આપવા અમે સમર્થ થઇએ તે જ અમારી અભિલાષા છે.

આ કથા ગુજરાત અને ભારતને ચરણે મૂકી કૃતાર્થ થઇશું એજ અમારો સંતોષ છે.

નવચેતન સાહિત્ય મંદિર
[illegible], ભદ્ર : અમદાવાદ

પુરુષોત્તમ પારેખ
નારણલાલ [illegible]

# પ્ર સ્તા વ ના

ભારતના ભાગ્યમાં જગતકલ્યાણનો કીર્તિકળશ છે જ, એવી શ્રદ્ધા પ્રત્યેક ભારતવાસી કેળવે અને સાચવે તેજ ઇષ્ટ છે, અને તે સિદ્ધ કરવાનો એકજ મહામાર્ગ છે: 'ક્રાંતિ.'

પણ ક્રાંતિ કોને કહેવી, કેવી રીતે સફળ કરવી, ક્રાંતિ નામ છે કે આખ્યા છે? એ કલ્પના છે, ભાવના છે, કે સાધના છે?

ક્રાંતિ અને હિંસા શું એકજ છે? ક્રાંતિ શું યુરોપના દેશોમાં, પશ્ચિમની પ્રજાઓમાં, થઈ કહેવાય છે, તેવી જ હોય, તેવી રીતે જ થવી જોઇએ?

ના.

ક્રાંતિ તો માનવતાનો મહાધર્મ છે. જનતાના કલ્યાણ સાધનનો ક્રાંતિ એક પુણ્યમાર્ગ છે. ક્રાંતિ તો ઋગ્વેદથી શરૂ થઈ; એનું સંગીત સામવેદે ગાયું.

રઘુવીર શ્રી રામચંદ્રે, યશોદાના કુંવર શ્રીકૃષ્ણે, ભગવાન બુદ્ધે અને મહાવીરે, પયગમ્બર જિસસ ક્રાઇસ્ટ અને મહમદસાહેબે ક્રાંતિ શોધી અને સૂચવી.

મહાન આદર્શોનું પતન થાય, અને પરિણામે જનતાનું જીવન ક્લિષ્ટ થાય, ત્યારે જ ક્રાંતિ પ્રત્યેક વ્યક્તિનો ધર્મ થઈ રહે છે; અને ત્યારે જ નવ-ધર્મનું માર્ગદર્શન કરાવનાર કોઈ 'કાળ-વિભૂતિ' ત્રાસેલી થાકેલી જનતાને પ્રકૃતિ અર્પે છે. ક્રાંતિ એટલે કેવળ રાજતંત્ર કે રાજશાસનનું મંથન નહિ. રાજસત્તા તો સમાજવહન અને જનતામાં શક્તિસર્જન અને સંસ્કૃતિ સિંચનનું એક યંત્ર છે. ક્રાંતિનો આદેશ અને અધિકાર તો જગત કલ્યાણ કાજે માનવ-આત્મા અને માનવ ભાવનાની નૂતન પ્રેરણા અને પ્રણાલિકા, સિદ્ધાંત અને સમાજતંત્રનાં સૂચન અને સર્જન!

એવી જ માનવ ઉદ્ધારક શક્તિસર્જક અને કલ્યાણકારી મહાસિદ્ધિ ભારતવાસીઓ સર્જી શકે-વિપુલ વિનાશ અને પાશવી હિંસાથી પર-એ જ મનોભાવના દૃઢ થાય, અને તેનો નૂતન પંથ સક્રિય થાય, તેજ ઇષ્ટ છે. યુરોપની કારમી સંહાર લીલામાંથી આટલું સનાતન સત્ય ભારતે ગ્રહણ કરવાનું છે, કે ક્રાંતિ એટલે સમાજનું સર્જન, નહીં કે કેવળ રાજશાસનના અધિકાર-તંત્રનું રૂપાંતર, અને તેનું સર્જન સાધી ન શકે તેવું કોઈ પણ રૂપાંતર પ્રજા કાજે નિષ્ફળ અને નિષ્ઠુર છે જ.

ભારતના ભાગ્યમાં માનવ-કલ્યાણ અને સ્નેહ-સંસ્કૃતિના દીવ્ય કીર્તિ-શીખરો સર્જવાનાં છે-છે-અને છે જ. આ નવલકથા કલ્પના છે, ભાવના છે, અર્ચના છે, અભ્યર્થના છે, એજ છે, અન્ય શું હોય? હિમ્મતાનંદ : મુંબઈ

જિંદગી—

આગ—

મોટર—

મરીન કન્ટ્રીક્રાફ્ટ

- વગેરે વીમા માટે -

# ધી યુનીવરસલ ફાયર એન્ડ જનરલ ઈન્સ્યુરન્સ કંપની લીમીટેડ

-: હિંદી અગ્રગણ્ય વીમા કંપની :-

વધુ વિગત માટે મળો યા લખો:—

કંચનલાલ વૃજદાસ

જનરલ મેનેજર

હેડ ઑફિસ : યુનીવરસલ ઈન્સ્યુરન્સ બીલ્ડીંગ

સર ફીરોજશા મહેતા રોડ, કોટ : મુંબઈ

શાખાઓ—

| | | |
|---|---|---|
| ચતુર્ભુજ ભુવન : | ધમોલ | કેનીંગસ્ટ્રીટ |
| ગાંધીરોડ : અમદાવાદ | લાહોર | કલકત્તા |

તમારા વીમા

# ઈન્ડીઅન ગ્લોબ ઈન્સ્યુરન્સ
# કું. માં ઉતરાવશો

✱ જિંદગી, ✱ આગ, ✱ મોટર ને દેશી વહાણવટાનું
કામકાજ કરતી સંપૂર્ણ સ્વદેશી સંસ્થા



પ્રમુખ : સર મથુરદાસ વસનજી

મેનેજિંગ ડીરેક્ટર : શેઠ વિજયસિંગ ગોવિંદજી

— ૧૯૪૩ ના ઝળકતા આંકડા —

| | | |
|---|---|---|
| ✱ ઉઘરાવેલી થાપણ | .... .... | રૂ. ૧૬,૦૦,૦૦૦ |
| ✱ ભરપાઈ થયેલી થાપણ | .... .... | રૂ. ૭,૦૦,૧૦૦ |
| ✱ શેર હોલ્ડરોની જવાબદારી | .... | રૂ. ૯,૦૦,૦૫૩ |
| ✱ પ્રીમીઅમ આવક (૧૯૪૩) | .... | રૂ. ૧૬,૦૯,૨૦૩ |
| ✱ રીઝર્વ ફંડ | .... .... .... | રૂ. ૩૨,૩૨,૮૧૯ |

હોર્નબી રોડ, કોર્ટ : મુંબઈ

## અમારાં પ્રાણવાન પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| સન્ત વિશાળદેવ પૂર્વાર્ધ | ૨—૦ | વલ્કલ જસવંત ઠાકર | ૧—૪ |
| સન્ત વિશાળદેવ ઉત્તરાર્ધ | ૨—૦ | એકાકી નર્મદાશંકર શુક્લ | ૧—૪ |
| પ્રયાણ શ્રી. ઈંદ્ર વસાવડા | ૩—૦ | આજકાલ પુરુષોત્તમ પારેખ | ૧—૮ |
| ત્રણ હૈયાં કૃષ્ણલાલ શાહ કૃત | ૨-૧૨ | શતરંજના જગુભાઈ રાવલ વાડીલાલ શાહ | ૧—૮ |
| જીવનસાથી ડુંગરશી સંપટ | ૨-૧૨ | આનંદ બત્રીસી જદુરાય ખંધડિયા | ૨—૦ |
| સોરવણાં વિનોદ ભટ્ટ | ૨—૮ | પ્રીતમની પ્યાસ 'દિવ્યાનંદ' | ૧—૮ |
| કલાની સહચરી સોમાભાઈ | ૨—૮ | આશા મકનજી પરમાર | ૨—૮ |
| કુંદન બંકિમચંદ્ર | ૩—૮ | મંદારમાલા કેશવ હ. શેઠ | ૧—૪ |
| ચંદા ઈંદ્ર વસાવડા | ૩—૦ | જીવંતજ્વાલા મનનિય લેખો | ૧—૮ |
| અક્કલનાખાં 'બેકાર' | ૩—૦ | કવિવર ટાગોર કાંતિલાલ શાહ | ૦-૧૨ |
| શ્રીદેવી બંકિમચંદ્ર | ૩—૦ | ફઈબા કાકી સ્વ. જાગીરદાર | ૧—૪ |
| આમીઝમ રામરાય મુનશી | ૩—૮ | રાસનલિની કેશવ હ. શેઠ | ૧—૦ |
| ઇશ્વરનું ખૂન 'દિવ્યાનંદ' | ૨-૧૨ | જળિની 'દિવ્યાનંદ' | ૦—૮ |
| બહેન નિરુપમાદેવી | ૪—૦ | તરંગિણી રમણિક મહેતા | ૦-૧૦ |
| ગંગાનાં નીર ઈંદ્ર વસાવડા | ૩—૦ | પુણ્યકંથા મહાકવિ ન્હાનાલાલ | ૧-૧૨ |
| સુભગા સીતારામ શર્મા | ૨-૧૨ | **(બાળકો માટે)** | |
| કલ્યાણને માર્ગે રમણિક દલાલ | ૨—૪ | કલમની પીંછીથી ગીજુભાઈ | ૦—૪ |
| સ્વાધ્યાય ડૉ. હરિપ્રસાદ દેસાઈ | ૧-૧૨ | હરતાં ફરતાં સોમાભાઈ | ૦—૪ |
| જીવન નિર્માણ 'ચિરંતન' | ૨—૦ | કાસમચાઉસ હિંમતલાલ મર્થક | ૦—૪ |
| નિર્મળા પ્રેમચંદજી | ૧—૪ | બોલિયોમત દિનેશ ઠાકોર | ૦—૪ |
| શોભા ઈંદ્ર વસાવડા | ૨-૧૨ | સુરભી ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી | ૦—૮ |
| ઉમા પ્રહ્લાદજી | ૧—૮ | દહીવડા મર્થક | ૦—૬ |
| યોગી કોણ 'દિવ્યાનંદ' | ૧—૮ | ધરતીનો બાળમેળો ઈંદુભાઈ ભટ્ટ | ૦—૬ |
| અનુરાધા શરદબાબુ | ૧-૧૨ | ચોખવટથી વાત કરજો શ્રી. ઠાકોર | ૨—૮ |
| દિગંત મોહિનિચંદ્ર | ૧—૪ | | |
| દત્તા શરદબાબુ | ૧—૧૨ | | |

વેણા કાકા (તૈયાર થાય છે)

**લખો : નવચેતન સાહિત્ય મંદિર : ૨૪૫૧, ભદ્ર : અમદાવાદ**

# પ્રસ્થાન

સને ૧૮૯૧

હિમાલયની તળેટીનો પ્રદેશ

ઉન્હાળાનો પ્રખર તાપ

અખાત્રિજનો દિવસ

દરભંગાથી દૂર ઊંચે ટેકરી પરથી ઉતરતાં એક ખીણમાં હેઠળ સપાટ સ્હેજ ઊંચી નીચી જમીનના વિસ્તારમાં કેટલીક ઝૂંપડીઓમાં કોઇ પગરવ અને સ્વર સંભળાતા હતા.

એક નાનો કુમાર એક આંબાના વૃક્ષતળે ચોતરા પરથી ગીલોલ ફેંકતો હતો અને બીજો-એનાથી મોટો છોકરો હસતી આંખે જોઇ રહ્યો હતો. સામે એક ગાય વાછરડાને ચાટતી હતી. એક ખૂણામાં કાંઇકથી પાણીનું ઝરણું ખળખળ કરતું એક નાનકડા તલાવડામાંથી ઊભરાઇ સામે ખીણને છેડેથી ધોધ થઇ ઉછળી ફીણ ઉરાડતું હતું.

એક ઝૂંપડીની બહાર ચાર પુરૂષો શાંતિથી ઝૂંપડીના દ્વારની સામે જોઇ બેસી રહ્યા હતા.

ઝૂંપડીમાંથી એક થોથરાતો મોટો અવાજ આવ્યો અને પેલા ચારે જણ અંદર ગયા.

ઝૂંપડીમાં દર્ભની મ્હોટી શૈય્યા પર એક વૃદ્ધ ચતોપાટ પડયો હતો. તેના વાળનાં સફેદ ઝૂલફાં કપાળ પર લટકતાં હતાં. ભવ્ય ભવાં હેઠળથી બે આંખોનો ગહન ચમકાર અસહ્ય તેજ વરસાવતો હતો. એક પાંત્રીસેક વર્ષની પણ પચીસની દેખાતી સ્ત્રી, પાસે બેસી રેંટિયા પર ઊન કાંતતી હતી. ચારે જણ અંદર આવી સામે સંકોચથી ઊભા રહ્યા. ડાબા હાથની આંગળીએ તે વૃધ્ધે તેમને બેસવા કહ્યું. બહુ જ નમ્રતાથી તે બેઠા, છતાં તેમના શરીરના મરોડમાં અભયતા જણાતી હતી. વૃધ્ધે પાસુ ફેરવી કોણી પર ટેકવવા પ્રયાસ કર્યો. પેલા ચારમાંના એકે પાસે જઇ હાથ લંબાવી ખભો ધર્યો, ને વૃદ્ધ તેને ખભે અઢેલી સ્હેજ બેઠા. તે દરેકની સામે જોઇ રહ્યા. એમ પાંચેક મિનિટ ગઇ. કોઇ કાંઇ બોલ્યું નહિ. પછી વાર્તાલાપ શરૂ થયો.

વૃદ્ધ—મારકંડ !

મારકંડ—જી.

વૃદ્ધ—તમે એકલા જ આવ્યા છો કે કોઇ સાથે છે !

મારકંડ—ના, આ હુસેન એના ભત્રીજાને સાથે લાવ્યો છે; તે બહાર રમે છે.

વૃદ્ધ—હુસેન ?

હુસેન—બાપુ !

વૃદ્ધ—ત્હારે ભત્રીજો ક્યાંથી આવ્યો !

હુસેન—મારે તો કોઇ જ નથી !

વૃદ્ધ—હું જાણું છું તેથી તો પૂછ્યું !

હુસેન—નવી રેલોના ગરનાળા તળેથી—ખેતરે-જતાંત જેલો એક છોકરો છે. તેને પોષ્યો છે, તે છે. તેને તેની માનું કે

આપનું ખોટું ના લાગે તેથી ન્હાનપણથી ભત્રીજો છે એમ ઓળખાવ્યો છે !

વૃદ્ધ—સારૂં. બોલાવ જોઉં !

હુસેન બહાર જઇ એક મોટા છોકરાને લાવી સામે ઊભો રાખે છે. વૃદ્ધની સ્થિર આંખો તરફ તે હસતી આંખે જોઇ ઊભો રહે છે.

વૃદ્ધ—જા...એ બેટા બહાર ખેલો. તારૂં પ્રભુ ભલું કરે.

પેલો છોકરો તુરત ચાલ્યો જાય છે.

વૃદ્ધ—હુસેન, આનું શું કરવું છે ?

હુસેન—કેમ બાપુ !

વૃદ્ધ—એ કાંઇ જાણે છે ? કેટલી ઉમર હશે ?

હુસેન—ચૌદનો હશે. એક ઓલીઆ સાધુને મળવા જવું છે એટલું જ જાણે છે.

વૃદ્ધ—ઠીક, એ મોટો થાય ત્યાં સુધી કાંઇ કહેતો નહિ.

હુસેન—જેવો હુકમ.

વૃદ્ધ—તું સમજ્યો !

હુસેન—હા, બાપુ.

વૃદ્ધ કાંઇ બોલતા નથી-જોઇ રહે છે. દસેક મિનિટ કેવળ શાંતિ રહે છે. પછી કહે છે.

જુઓ ! મારો સમય પૂરો થયો છે. ફરી નહિ મળું-તમને તો બધું જ કહ્યું છે-તમે બધું જ જાણો છો-સમજો છો-પણ કાંઇક કહી લઉં. આ મારા છેવટના શબ્દો છે. તમે વિચારી યોગ્ય નિર્ણય કરજો.

મારતંડ—આપના શબ્દોને અમે શાસ્ત્ર-આજ્ઞા તરીકે સ્વીકાર્યા છે. આપ જ કહો તે નિર્ણય. આમને પણ પૂછો.

તેજસિંગ—સાવ સાચુ છે !

રણજીત—આપનો બોલ અને મારૂં માથું !

હુસેન—બાપુ, જીગર ચીરી જોઇ લો. આપના હુકમ પર મારી કુરબાની છે.

વૃદ્ધ—હવે સાંભળો ! વ્યક્તિઓની દિગ્વિજયની મહત્વાકાંક્ષા, વિશ્વાસપાત્ર મંત્રીઓ, સરદારો અને સુબાઓની બેઇમાની, વ્યાપારીઓની અ-રાષ્ટ્રીયતા અને કૃપણતા, ગમે તે રાજસત્તા હોય તેમાં શાણપણના દંભ તળે, શાંતિની છત્રી તળે, સંતાયલી તેમની દ્રવ્ય-સંચયની પ્રવૃત્તિની સલામતીની મૂળભૂત નીતિ, બ્રાહ્મણોએ બે હજાર વર્ષથી ભૂલેલો વૈદિક ધર્મ અનેવ્યક્તિ-સમાજ કે રાષ્ટ્રના જીવનમાં ચારિત્ર્યમાં પંડિતોએ વીસરેલાં તેનાં મહાન સૂત્રો અને મૂળ સિદ્ધાંતો, હજારો વર્ષથી વીસરાયલો મહમદ સાહેબનો સમાજ-સમાનતાનો સાચો પેગામ અને સુલતાનો અને મોલવીઓએ વર્તનમાં વિકૃત કરેલાં પયગમ્બર સાહેબના માનવતાના અને સમૂહ હિત અને સમુહ જીવનના ભવ્ય આદર્શ, સ્વાર્થઅંધતા અને રાષ્ટ્ર કે સમાજ ખાતર બલિદાન નહિ, પરંતુ અવળું જ-વ્યક્તિ સ્વાર્થ કાજે, ઇમાન, દેશ અને સમાજનો દ્રોહ અને દેશહિત અને દેશના બલિદાન-આ અને આવાં અનેક અનિષ્ટોએ-દુષિત કરેલી કથા-તે ભારતના ભૂતકાળનો ઇતિહાસ.

પછી અંગ્રેજો આવ્યા. હિંદવાસીઓની ઐતિહાસિક પરિસ્થિતિ-સ્વાર્થ અને દોષ-તેનો વધ અને અંધ લોભનો સમજપૂર્વક, બુદ્ધિપૂર્વક લાભ લઈ હિંદીઓનાં નાણાં અને હિંદીઓના લશ્કર વડે, હિંદમાં પ્રથમ ઠેર ઠેર વર્ચસ્વ સ્થાપી, પછી તેમણે સાર્વભૌમત્વ સ્વીકારાવ્યું. અને અંગ્રેજ પ્રજાના શાસકોએ, નહિ કે પોતાની નવાબી સ્થાપી, નહિ કે રાજકર્તા

થઇ પોતાના રાજવંશની વાંચ્છના કરી; નહિ કે તેઓ માંહ્યે માંહ્યે-માન કે સત્તા ખાતર લઢયા; પણ કેવળ તેમના રાષ્ટ્રની મહત્તા અને સમૃદ્ધિ ખાતર, દેશવટો વેઠયો ને પ્રાણ અર્પી ઇંગ્લેંન્ડને પૃથ્વીની ચતુર્થ ભૂમિનું સામ્રાજ્ય સંપાદન કરી આપ્યું. એ તેમની કર્તવ્ય-પરાયણતા-એ તેમનું દેશાભિમાન અને સ્વદેશ ગૌરવની ભાવના-એ તેમની સમૂહ કે રાષ્ટ્ર કાજે વ્યક્તિ કે વર્તુલોના તન-મન અને ધન-હોમી દેવાની ઊર્મિ અને એકતાનતાએ તેમની રાષ્ટ્રના પ્રશ્નોમાં અંગત હિત વ્યક્તિસ્વાર્થ અને લોભ કે મોહને તરછોડવાની-ત્યજવાની નિર્મળ નીતિ અને મનોબળ-આ સર્વ ગુણોને લીધે આજે તેઓએ ભારતમાં તેમની સત્તા સ્થિર અને વ્યાપક કરી છે.

'૫૮ ના બળવાની સાચી હકીકત લખાઇ નથી-સંભળાઈ નથી. એમાં કાંઇ રાષ્ટ્રીયતા ન હતી. એમાં પ્રજા-સ્વાતંત્ર્યની ભાવના ન હતી. હિંદમાં અંગ્રેજોએ એકચક્રે શાસન કરી જે સ્થિરતા અને સ્વસ્થતા લાવવા પેશવાને મહાત કરી, દિલ્હીના શાહને પેનશન આપી તેના હકકો લખાવી જે પ્રયાસ કર્યો, તે હિંદમાં જુદાજુદા વિભાગોમાં લઢતા વઢતા, અશાંતિ ફેલાવતા, લૂંટતા, રૈયતને રંજાડતા, ત્રાસ કરતા તમામ હિતો અને અભિલાષીઓને ખૂંચતા હતા. કોઇનુંએ સત્તાશાળી અને વ્યવસ્થિત એકચક્રી રાજતંત્ર હિંદભરમાં ન હોય તો જ વ્યક્તિઓની મહત્વાકાંક્ષા પોષાય અને હિંદ-બુદ્ધિવાનો અને શૌર્યવાનોની મસ્તીનો અખાડો થઇ રહે. તોજ તેમાંથી વ્યક્તિઓ પોતાનું હિત સાધી શકે. અનેક રાજ્યો અને તેમની પરસ્પરની ઇર્ષા અને આકાંક્ષાઓ-અંગ્રેજના એકચક્રી તંત્રથી અકળાઇ ગયાં હતાં. તેમને આલમગીર અને શિવાજી સાંભરતા હતા. કોઇને પ્રજાની કે રૈયતની પડી નહોતી. હા ! એકજ

હકીકત સ્પષ્ટ હતી. પરદેશીની એકચક્રી ધૂંસરી કે દેશીઓની અનેકચક્રી રાજરમત એ બેમાંથી પસંદગી કરવાની હતી. અને પરદેશી કરતાં દેશી રાજરમત ઇષ્ટ છે એમ તે સમયના મહત્વાકાંક્ષીઓએ સ્વીકાર્યું; કારણ કે ભારતના ઇતિહાસમાં અશોકના એકચક્રી રાજ્યને હજાર વર્ષ થઇ ગયાં હતાં અને મોગલોનું સામ્રાજ્ય પણ ભારતના દક્ષિણ વિભાગ સુધી પહોંચી શક્યું નહોતું અને એક હજાર વર્ષનો ક્રૂર કુસંપ અને કલેશવાદી ઇતિહાસથી રંગાયલા આપણા દેશીઓના માનસને નવું રૂપ લેવાની, ને તેની જરૂરીઆત કે કિંમત સમજવાની તક મળી નહોતી. એટલે ગુપ્ત રીતે વ્યક્તિગત સ્વાર્થની આંખે જોઇ, અસંતુષ્ટ મહત્વાકાંક્ષાઓએ એ લશ્કરી બળવો ઉપસ્થિત કરાવ્યો હતો. રજપૂતાના, કાઠિયાવાડ, મધ્ય હિંદ ને સમસ્ત દક્ષિણ એ બળવાથી અલગ રહ્યાં હતાં. તેમને સર્વને તેમના સ્થાનિક હિત સિવાય અન્ય વિચાર કે દૃષ્ટિ હતીજ નહિ; અને તેમની સ્વતંત્રતા પર તે વખતે અંગ્રેજી એકચક્રી અમલની અસર નજીવી હતી. એટલે તેમણે ઉત્તર હિંદમાં પેશવાએ પ્રેરેલા અને મુસલમાનોનો સાથ મેળવવા દિલ્હીમાં શાહ આલમને નામનોજ બાદશાહ બનાવી-ઉપસ્થિત કરેલા-સિપાઇઓના બંડમાં સ્વાર્થ કે રસ નહોતો. એ બંડ-બ્રાહ્મણોએ યોજ્યું હતું, બ્રાહ્મણ પલટણોએ શરૂ કર્યું હતું અને મોલવીઓએ તેને સમર્થન આપ્યું હતું. આ આખું બંડ સત્તાપતિઓનું-બુદ્ધિજનોનું હતું. અને તેમણે હિંદુ અને મુસલમાનોના ધર્મની લાગણી ઉશ્કેરી, ને બંડ ઉભું કરવા મહિનાઓનો પ્રચાર કરી, પ્રયાસ સફળ કર્યો હતો. પણ તેમાં રાજકર્તાઓ, જમીનદારો, કે શ્રીમંતોનું હિત નહોતું. એટલે કોઇનો સાથ મળ્યો નહિ. આમ પ્રજાને ઉશ્કેરવાનો પ્રયાસ નિષ્ફળ ગયો તેનાં કારણ સ્પષ્ટ હતાં. આમ પ્રજા એકસો વર્ષની અવ્યવસ્થા અને અશાંતિથી ત્રાસી હતી. તેમને

કોણ રાજ કરે ને કોણ સત્તા પર હોય, તેની પરવા નહોતી. અંગ્રેજે શાંતિ સ્થાપી હતી. તેમના ખેતરનાં પાક સલામત હતો. તેમના સ્થાનિક વહિવટમાં તેમની પંચાયતોના નાશના પરિણામો-તેમણે હજુ સહ્યાં નહોતાં. તેમને સંસ્કાર, તેમના પંડિતો અને મોલવીઓ આપતા હતા અને તેમની સંકુચિત સમૂહરચના અભેદ ચાલુ હતી; અને અંગ્રેજોએ સ્થાપેલી સલામતિમાં તેમની આબાદી વધતી હતી. શું કરવા તેઓ આ બંડને પોષે ? તેમને અવ્યવસ્થા, લૂંટ અને અરાજકતા નહોતી જોઇતી, અને આમવર્ગે સાથ આપ્યો જ નહિ. '૫૮ ના બળવામાં આમવર્ગને હૈયે કોઇ આદેશ નહોતો-કોઇ ભાવના નહોતી-કોઈ કલ્પના નહોતી-કોઇ મહત્તા નહોતી. કોઇ વિચાર-શ્રેણી કે વ્યવસ્થાનું ચિત્ર નહોતું-કોઇ પ્રજા-ઉત્કર્ષની યોજના નહોતી-અને આમવર્ગનાં, ભાવનાબળ, આત્મબળ અને શક્તિ-બળ વિનાનું આ બંડ ચૂંથાઇ ગયું. અને અંગ્રેજોએ એ બંડ સમાવી-ઉદારતાનો ઢંઢેરો પીટી રાજા અને રૈયતના સર્વોદય હિતની બાંગ પૂકારી ભારતમાં શાન્તિની સ્થાપનાના કારણે પ્રજાને નિશઃસ્ત્ર કરી; અને પછી પોતાના એકચક્રી રાજતંત્રની ધરીમાં ૧૮૬૧ ની સાલમાં કેટલાક શ્રીમંતો અને સમાજમાં શ્રેષ્ઠ સ્થાન ભોગવતા હિંદીઓને સામેલ કરી હિંદના શાસનમાં હિંદીઓની સંમતિ અને સહકારનું દ્રષ્ય ઉભું કરવાની તજવીજ કરી-શાંતિ અને સુવ્યવસ્થાના સૂત્ર તળે, ભારતનું આર્થિક તંત્ર છિન્નભિન્ન કરી-દેશની સમૃદ્ધિ, વિલાયત ઘસડી જવાની સફળતા સાધી-આજે તેને ત્રીસ વર્ષ થયાં. હું '૫૮ ના બંડનો એક પ્રતીક-તેની ભૂલો સમજી ત્રીસ વર્ષથી હિંદભરમાં ફરી ફરી નવા પ્રાણ સર્જવા મથી-નિરાશ થઇ-આજે-કે-કાલે કાળને શરણે જઇશ-મારા ઇશ્વરને મળીશ.

**તમને તેડાવી તમને સર્વ કામની સોંપણી કરવાની છે.**

કાળીંદ્રી અને સૂર્યપ્રસાદ અહીં જ રહેશે. અવરનવર સંભાળ રાખશો. સૂર્યપ્રસાદ મોટો થયે એને અક્ષરજ્ઞાન અને શિક્ષણની ગોઠવણ કરશો. પણ પ્રથમ અખાડામાં મૂકજો કે તે સુંવાળા શિક્ષણથી નિર્માલ્ય અને નીતિભ્રષ્ટ થઇ જાય નહિ. જૂના સાથીઓમાંથી મંડળોએ તમને પસંદ કરેલા છે. તમારામાંથી કે અન્ય કોઇને સરનાયક નીમવાની કોઇને જરૂર નથી. પણ પસંદગી કરી રાખશો. મંડળની સંકલના ચાલુ રાખશો. કાર્યપ્રદેશ વિસ્તારતા રહેજો-ઠેર ઠેર એકજ વસ્તુ સ્થિર કરજો-અખાડા અને વ્યાયામ; તેમાંથી શિસ્ત-નિયમ-પાલન આજ્ઞા-પાલન-શૌર્યભરી સાચી સરદારી-સ્વાશ્રય-સ્વઅલિદાન અને સમાજકાર્ય અને રાષ્ટ્ર ઉત્થાનનાં શિક્ષણ મળી શકશે-એક રાષ્ટ્રભાવના ઉત્પન્ન કરવાનો જ આદર્શ રાખજો. ત્રીસ વર્ષથી સેંકડો વ્યક્તિઓ મથે છે, પણ ભારતમાં એ ભાવના પોષાતી નથી. અને પ્રજાને મન જે શાંતિ-એક સૈકાથી તેમણે જોઈ નહોતી-તે અનુભવી-તેમાંથી સ્વસ્થતા મળી-તેનાથી રાજી થઇ-વ્યવહાર અને પૈસાનું સુખ પરદેશીના તંત્ર હેઠળ સુરક્ષિત છે-તેનાથી છેતરાઇ-એમજ વસી ગયું છે કે હવે સુખની સીમા આવી છે; અને કોઇને કાંઈ કરવાનું નથી-ન્યાતના વ્યવહાર અને સ્વેચ્છિત વેપારમાં પ્રજાની શક્તિવાન વ્યક્તિઓ અને આગેવાનને સસ્તું સલામત ક્ષેત્ર મળી ગયું; અને મહાજન તથા પંચોની સત્તા પ્રતિષ્ઠા-અધિકાર તૂટી જતાં વ્યક્તિગત-સ્વચ્છંદ ને સેવા કે સમાજ ભાવનાહિન કેવળ-સ્વાર્થવૃતિની વૃદ્ધિ થઇ છે. આખોય દેશ ઘોર અંધકારમાં છે. કેટલાએક શાણા વિદ્વાનો કેળવણી તથા રાજકીય સત્તા કાજે લડત કરે છે. તે તરફ પ્રજાનું લક્ષ નથી. અને આ રાજસત્તા તે પ્રવૃત્તિઓને હસે છે. અને જ્યાં સુધી તે પ્રવૃત્તિ સાથે પ્રગતહૃદય સંકળાયું નથી-તે પ્રવૃત્તિઓ પ્રજાશક્તિને ખીલવી, આત્માને શોધી, જાગૃત કરી,

તેની આગને ચેતાવી સંકોરતી નથી, ત્યાંસુધી હમણાં હસશે ને પછી, દમશે ને ચૂંથશે.

હવેની પ્રવૃતિઓનું લક્ષ્ય સેવાના, જાગૃતિના સ્થળે સ્થળે એકમો હોય કે નવા થાય, તેને એકત્ર કરવાનું છે. અને તેવી પ્રવૃત્તિઓની નીતિ અને કાર્યવાહી કાજે ક્રમે ક્રમે કોઇ મધ્યસ્થ મંડળ કે સંસ્થાને સોંપવી પડશે–આ કાર્ય તમારે શીરે રહેશે–આપણા મંડળે કે કાર્યકર્તાઓએ આગેવાનીનો મોહ કદી રાખવો નહિ. વિના કારણ આગમાં પડવું નહિ. પ્રસંગનો લાભ અન્યને લેવા દઇ–આપણું સ્થાન અનોખું અને સ્વતંત્ર રહેવા દેવું–માન કે સ્થાનનો લોભ કોઇનેય હોય તો તેણે આપણામાં મોવડીપદ લેવું નહિ. કામની પ્રેરણા–યોજના અને દેખરેખ તથા સૂચના, સલાહ એટલાથી સંતોષ માનવો અને શિક્ષણકાર્યમાં સતત્ મચ્યા રહેવું–પ્રજાના ચેતનને જ ધ્યેય માનવો. ફકત ભારતનો ભૂતકાળ–છેલ્લો '૫૮નો ઉભરો અને વિલાયત–યુરોપની મહાપ્રજા અને રાષ્ટ્રો તરફથી જે શ્રેષ્ઠ લક્ષણ ગ્રહણ કરવાનું છે તે ફરીથી સ્પષ્ટ કહું.

ભારતની સમૃદ્ધિ ખીલવવા અને વધારવા ભારતનું સ્થાન–તેની જનતા તથા સાધનોને યોગ્ય મેળવવા–ભારતની પ્રજાની શક્તિ સંકલિત થવી જોઇએ. ભારતની પ્રજામાં રાષ્ટ્ર અને રાષ્ટ્રહિત કાજે એકજ લક્ષ્ય, એકજ ધ્યેય, અને એકજ નીતિ હોવી જરૂરી છે. ભારતનું રાજતંત્ર એકચક્રી રહેવું જોઇએ. અને છતાં તેના અનેક એકમો–સ્થાનિક વહીવટમાં–સ્વાશ્રયી અને સ્વતંત્ર–રહે તે જ ઇષ્ટ છે. એવી સ્થાનિક સ્વતંત્રતા છતાં રાષ્ટ્રતંત્રમાં તે સર્વે એકમો નિશ્ચિત અને વ્યવસ્થિત રીતે સંકળાયલા જ રહેવા જોઇએ. રાષ્ટ્રતંત્રમાં કે તેવા એકમોમાં વ્યક્તિઓ અને ટોળીઓ પોતાનાં સ્વાર્થ, સત્તા કે સમૃદ્ધિ કાજે

જમાવટ કરી, અરસપરસ કે રાષ્ટ્રનું ખંડન કરી શકે નહિ, તે કાજે એકજ ઇલાજ છે કે પ્રજાને શિક્ષણ આપવું, પ્રજાને પૂરી માહિતગાર રાખવી અને રાજસત્તા એ પ્રજાસત્તાજ છે એ સૂત્ર તેમની ગળથુથીમાં મૂકવું. પ્રજાને જેમ ન્યાતજાત-ધર્મ-વ્યાપાર --ખેતી વગેરેનું હિત અને કાર્યોનું ભાન છે, તેમજ રાષ્ટ્રના સમગ્ર અને સમસ્ત હિત-ધર્મ-સમૃદ્ધિ-શક્તિ-સંબંધે પ્રજાને ભાન કરાવવું અને રાષ્ટ્રધર્મ અને પ્રજાધર્મની એકતાનતા સાધવી-પ્રત્યેક કાર્યમાં પ્રજાહિતને જ મહત્તા મળવી જોઈએ. પ્રજાહિતને જ પ્રથમ ગણવું જોઇએ અને પ્રજાને પોતાના રાજ-તંત્રમાં તેના શાસકો અને વહીવટદારોને કાબૂમાં રાખવાનો અધિકાર છે તેવી સમજ સ્થિર કરવી. કોઇપણ પ્રવૃત્તિ કે કાર્યમાં પ્રજાના કાયમી અથવા તે પ્રવૃતિને અંગેના હેતુ અને હિતો સ્પષ્ટ કરી, પ્રજા સમક્ષ મૂકી, સમજાવીને તેમની સહાનુભૂતિ અને સાથ મેળવવાં. આપણી પ્રજા વ્યક્તિઓને જ ઓળખે છે, ને વ્યક્તિઓની પાછળ જાય છે; તે વ્યક્તિભાવ ભૂંસાઇ જવો જોઇએ. પ્રજાને આદેશ-આદર્શો, સિદ્ધાંતો, નીતિ અને નિશ્ચિત ધ્યેય અને કાર્યક્રમ-પ્રત્યેજ ભાવ રાખતાં શીખવવું અને વ્યક્તિ કરતાં સાર્વજનિક-સામુદાયિક હેતુ અને હિતો શ્રેષ્ઠ છે તેમ પ્રજાના મનમાં રેડવું-કોઇપણ વ્યક્તિની કે કોઇપણ ટોળીની સત્તા-સ્થિર અને કાયમી ન જ રહેવી જોઇએ. તે પ્રજાના મનમાં ઠસાવવું, અને એક વસ્તુ તો નિરંતર યાદ રાખજો કે કોઈપણ લશ્કરી બળવામાં પ્રજાહિત થશે, એમ કદી માનશો નહિ. એવા બળવામાં કદી સાથ ન આપશો. લશ્કરી સત્તા કે જમીનદારી કે શાહુકારી સત્તા કદી ઉભી થવા દેશો નહિ. પ્રજાની જ સત્તા હોવી જોઇએ અને પ્રજાના એકમો દ્વારા પ્રજાને સમજાયલા અને પ્રજાએ સ્વીકારેલા હેતુ અને હિતો કાજે રાષ્ટ્રતંત્રમાં અને રાષ્ટ્રહિતમાં સેવા અને ભોગ આપી

શાણા તેમજ સાહસિક તથા કાર્યકુશળ સિદ્ધ થયેલા સુશિક્ષિત-કેળવાયલી પ્રજાના પસંદગીના મુખીઓ અને પંચોદ્વારા પ્રજા-સત્તા સાધ્ય અને સફળ કરવી. મારી પાસે જે હતું તે બધું વપરાઇ ગયું છે. તમારે સર્વ સ્થળે ખબર આપી નવી વ્યવસ્થાની ગોઠવણ કરવાની છે. મારે સ્થાને કોઇને પસંદ કરી તમારામાં ચોથાને ઉમેરી વહીવટ નક્કી કરજો-હવે તમે કહો, અને હું સાંભળું !

થોડીક પળ કોઈ પણ બોલ્યું નહિ.

પેલી સ્ત્રી ઊન કાંતવાનું મૂકી દઇ, પાસે આવી તે સર્વ તરફ જોઇ રહી. સર્વેએ તેની સામું જોયું; ને આંખો ઢાળી દીધી. પછી એકબીજા તરફ જોયું.

કોઇ બોલ્યું નહિ.

પેલી સ્ત્રી વૃદ્ધ તરફ ફરી, કેડ પર હાથ ટેકવી ઊભી રહી.

વૃદ્ધ—કેમ ?

સ્ત્રી—કાંઈ નહિ.

વૃદ્ધ—તારે કાંઇ કહેવું તો છે !

સ્ત્રી—શું કહે ?

વૃદ્ધ—કે શું ?

ચારે જણા ઉઠવા જાય છે--સ્ત્રી હાથ ઊંચા કરી અટકાવે છે.

સ્ત્રી—બેસી રહો ! ગુરૂદેવ, તમારી આજ્ઞા હોય તો આમને પૂછું.

વૃદ્ધ—કાળીંદ્રી ! પૂછી લે.

કાળીંદ્રી ચારે તરફ ફરી જોઇ રહે છે. તેની આંખમાં કાંઇ અગમ્ય તેજ છે, અવાજ અને શબ્દોમાં અસ્પર્શતા છે. અવાજ મીઠો છે; પણ મંદિરના ઘંટારવ જેવો રણકે છે.

સ્રી—તમે શું કરવા ધારો છો તે અહીં જ કહો. ગુરૂદેવ ચાર મહિનાથી પથારીવશ છે. તમે તો બુદ્ધિમાન છો, તેમના પછીના પ્રસંગોનો વિચાર તો કર્યો જ હશે. શું કરવા અચકાઓ છો ?

તેજસિંગ—અમને એક તમારી જ મૂંઝવણ છે !

કાળીંદ્રી—શું કરવા તમને મારી મૂંઝવણ હોય ?

રણુજિત—તમને એકલાં કયાં રહેવા દેવાય ?

કાળીંદ્રી—મને અહીંથી ખસવાની ઇચ્છા નથી.

હુસેન—કુમારને તો કેળવણી કાજે લઇ જવો પડશે. પછી તમે કેમ રહી શકશો !

મારકંડ—હું બ્રાહ્મણ છું-મારે ત્યાં તમે સુખે રહેજો.

કાળીંદ્રી—ગુરૂદેવ ! જોયું-અત્યારથી જ આ ચારે જણાએ વહેંચણી શરૂ કરી. મિલકત કે સત્તા નથી-ફક્ત હું છું, વિધવા છું. પણ દરેક જણને મારી ચિંતા થઇ આવી !

હુસેન—મારૂં નામ કેમ દો છો ? હું બોલ્યો નથી !

કાળીંદ્રી—તારી જીભ નથી બોલી, તો આંખ બોલતી હતી.

વૃદ્ધ—કાળીંદ્રીની વહેંચણી કરવી છે !

વૃદ્ધના શબ્દોમાં ભયંકર ક્રૂરતા હતી. આંખોમાં નિશ્ચળ તીરસ્કાર હતો.

વૃદ્ધ—જરા મ્હોં ઊંચાં કરી, મારી સામે આંખ કરી સ્થિર જુઓ. હં—ઠીક, હવે વહેંચી આપું:—

મારકંડ, કાળીંદ્રી તારી ગુરુપુત્રી.

રણુજિત, તારી દીકરી.

તેજસિંગ, તારી બ્હેન.

હુસેન, તારી મા.

તમારી ચારેની સાથી–આપણી ‘રાષ્ટ્રભાવના’ના કુટુંબની જનેતા, પ્રણેતા અને રક્ષણેતા–તમારી સર્વની પૂજ્ય; પણ કોઇની ભોજ્ય નહિ—

સ્ત્રી તરફ મીટ માંડી—

બેટા, એક વચન આપશે? તું આજન્મ બ્રહ્મચારિણી રહેજે! તારૂં શિયળ, તારો રાષ્ટ્રધર્મ, તારો પતિ, તારો ભારતદેશ! કામ અને વાસનાને સંકોચી છે–હવે બાળી નાંખજે! યોગીની થજે! અને આવા–આ મારકંડ, રણજિત, તેજસિંગ અને હુસેન જેવા સમર્થ તપસ્વી વીરો ભારત કાજે સાચવજે અને સર્જજે.

કાળીંદ્રીની દૃષ્ટિ સર્વની પાર ઝૂંપડીની ભીંતમાંથી કાંઇ જોવા પ્રયાસ કરતી હોય એમ સ્થિર થઇ જાય છે. ચારે પુરૂષોમાં ગાંભીર્ય આવી જાય છે.

વૃદ્ધ—કેમ આ વહેંચણી તમને યોગ્ય નથી જણાતી? કેમ કોઇ બોલતું નથી.

હુસેન—તમે કેટલું કહી નાંખ્યું, બાપુ!

વૃદ્ધ—આજે તમારામાં ગુપ્ત હતું, કદાચ નહોતું તો કાલે આવત–તેનું નિરાકરણ કરી નાંખ્યું. તમને સ્વીકાર્ય છે ને?

કાળીંદ્રી મોં ફેરવી ચારે તરફ આંખો ઢાળી જુએ છે; ને કાંઇ પ્રેરણાથી ચારે જણ ઉઠી વૃદ્ધના પગે હાથ અડકાડી પાયે લાગે છે. ‘હમને સ્વીકાર્ય છે–હમારી પ્રતિજ્ઞા છે. અમારો પ્રભુ–અમારો ભારત, અમારો ઇમાન, ગુરુદેવ–બાપુ–અમને આશિષ આપો.’

વૃદ્ધ—આશિષ તો હવે કાળીંદ્રી પાસે લેજો.



૧

જે સાંજે તે હિમાલયની તળેટીમાં–'૫૮ના બળવાનો એક મહારથી–પંડિત જયપ્રસાદ મિશ્ર–પરલોક થયો તે તિથિને એક દાયકા ઉપર સમય થઇ ગયો હતો.

તે દાયકામાં ભારતની રાજકીય પ્રવૃત્તિમાં જુવાળ આવ્યો હશે. યુનિવર્સિટીઓનો ફાલ આવેજ જતો હતો. યુરોપની સંસ્કૃતિ, વિલાયતની સ્વાતંત્ર્યભાવના, હિંદમાં પથરાતી હતી. દક્ષિણ આફ્રિકાની બોર લડાઇ, અંગ્રેજ સત્તા સામે તેમનાજ ગોરા સંબંધીઓએ સ્વતંત્ર જીવન કાજે કરેલા બંડની ગાથા હતી. અંગ્રેજોએ પોતાના રાજાઓની એકહથ્થુ સત્તા તોડવાના કરેલા બંડની એ લડાઇ વારસ હતી. અંગ્રેજ સત્તા સામે સક્રિય બંડની–બોર લડાઇએ આંગળી ચીંધી હતી. હિંદુસ્થાનમાં કોલેજો અને નિશાળોમાં એ લડાઇની રાતદિન ચર્ચા થતી હતી ને કેટલાએ સ્વપ્નાં સેવતા હતા.

તે દાયકામાં મિશ્રના મંડળે કાંઇ કાંઇ કામો કર્યાં હતા. મંદિરોમાં–મઠોમાં–યાત્રાસ્થાનોમાં–ધાર્મિક સંપ્રદાયોમાં ધર્મ-શાળામાં–મુસાફર ખાનામાં–સંસ્કૃત પાઠશાળામાં, અરબી અને

ઉર્દુની મદ્રેસામાં, નવી અંગ્રેજી શાળાઓમાં, નવી વિચારશ્રેણીથી અને નવા સર્જાતા સમાજમાં-સુધારક ચર્ચાથી-તે મંડળના કાર્યવાહકોએ 'ભારત-ભાવના"ની આગ જલતી રાખી હતી. અનેક ગુપ્ત મંડળો ઉપસ્થિત કીધાં હતાં. અને જાહેર પ્રવૃત્તિઓમાં તેઓ સંકળાયેલા રહેતા. તે સર્વ પ્રવૃત્તિઓનો અંકોડો હિમાલયની તળેટીની ઝૂંપડીમાં હતો-તે એક સ્ત્રી હતી તે કાળીંદ્રી. એના ચાર સહ-કર્મીઓએ વેણ પાળ્યું હતું. તેમણે કાળીંદ્રીને જ પ્રમુખપદે પસંદ કરી પોતે તેની સલાહ અનુસાર કામની વહેંચણી કરી લીધી હતી. ચૈત્રી નવરાત્રી પ્રસંગે દર વર્ષે તે પાંચે નિયમિત મળતાં અને કામનું સરવૈયું કાઢી-નવા વર્ષની યોજના વિચારતાં. કોઇપણ લેખિત બંધારણ નહોતું. કોઇપણ નિયમો કે પેટા નિયમો ન હતા. 'બંધારણ હતું કેવળ દેશાભિમાનનું-એક આદેશનું-એકદેશીય ભાવનાનું એકચક્રી તંત્ર નીતિનું-નિયમો હતા. એકમાત્ર નેકીના, સત્ય કથનના-સ્વ. બલિદાનના-અસ્પર્શ ન્યાય તુલનાના-અપાર્થિવ તટસ્થ ધ્યેય સાધક નિર્ણય અને આજ્ઞા પાલનના; ચર્ચા થતી હતી પણ ઉશ્કેરાટ નહોતો. વિરોધ વિચાર દર્શાવાતા પણ ખીજવાટ ન થતો. મત ગણાતા નહિ પણ નિર્ણયો થતા. ઠરાવો ઘડતા નહિ ને લખાતા નહિ. પણ નિર્ણયો અસ્ખલિત નિશ્ચળતાથી પળાતા. અને એ રૂઢિની પરંપરા વિસ્તૃત થઇ, કાર્યવાહકો-સંબંધીઓ મિત્રોમાં પ્રણાલિકા થઇ સ્વીકારાયેલી હતી. અને પોતપોતાના કામમાં પળાતી હતી—

કાળીંદ્રીનું નામ અનેકે સાંભળ્યું હતું. કલ્પનાઓ કરી હતી. દેવી મનાતી મતારૂપ પૂજાતી હતી. કોઇએ પણ એને સીધી ઓળખી નહોતી. એની શક્તિનાં ગીતો

જોડાયાં હતાં. અને તે શક્તિની પ્રેરણાથી જ મહાકાર્યો સફળ થતાં હતાં એવી માન્યતા દૃઢ થઇ ગઇ હતી. કાળીંદ્રીએ ભારત ભરમાં–અજ્ઞાત પર્યટણ કર્યાં હતાં. રામકી બની હતી, વેરાગણુ થઇ હતી. જોગણુ બની હતી. યાત્રાળુ બ્રાહ્મણી અને દયાળુ શેઠાણી થઈ હતી. ઉદાર રાજરાણી થઇ હતી. અને જ્યારે જ્યારે ચૈત્રી નવરાત્રીમાં તે સર્વે મળતાં ત્યારે એનું નિરીક્ષણ અને ચિકિત્સાથી તે સૌને મ્હાત કરતી હતી.

કાળીંદ્રી પંડિત જયપ્રસાદની ભત્રીજી કહેવાતી. પણ એ ખરેખર કોણ હતી તે કોઇને પૂછવાની હિંમત નહોતી ને જરૂરે નહોતી–સંસ્કૃત અને અંગ્રેજી, ઉર્દુ અને હિંદીમાં તે પારંગત હતી. બંગાળી, મરાઠી અને ગુજરાતી તે બગબર બોલતી અને સમજતી. એ પોતે કોણ હતી તે જ એ જાણતી નહોતી. એનો પુત્ર મોટો થાય, એને પચીસ વર્ષ પૂરાં થાય. તે ૨૬મી જન્મતિથિએ પંડિત જયપ્રસાદે સીલબંધ આપેલી પેટી ખોલી– તેણે વાંચી તેને યોગ્ય લાગે તો, તેના સહકર્મીઓને વંચાવી જેમ જરૂર જણાય તેમ કરવાનું હતું. કાળીંદ્રીએ 'શું હશે?' તે જાણવાની ઇચ્છા છૂંદી નાંખી હતી. અને એ આખી હકીકત વીસરી ગઇ હતી. કામની એને કામના લાગી હતી. અને ધ્યેયની ધૂનમાં એ મસ્ત હતી.

એવી એક ચૈત્રી નવરાત્રીના સમયે તે જ ઝૂંપડી આગળ ચારે મિત્રો આવ્યા હતા. દસ દિવસ ત્યાં રહેવાનું હતું. માર્તંડ રસોઈ કરતો. હુસેન ગાય દોહતો–લાકડાં લાવતો–ફળફૂલ લાવતો. તેજસિંગ દાળ ચોખા સાફ કરતો અને રણજિત શાક સમારતો. આ સહકારથી આ ચારે ત્યાં આનંદ કરતા–કાળીંદ્રી નવે દિવસ ઉપવાસ કરતી–ફક્ત દૂધ લેતી, પરંતુ તેની ગતિ સામાન્ય રહેતી. તેની શક્તિ ક્ષીણ થતી નહિ. નવરાત્રી સમાપ્ત થઇ,

અને પારણાને દિવસે કાળીંદ્રીએ કંસાર–હલવો રાંધી સૌને હેતથી જમાડયા. સાંજના પાંચ વાગે ઝૂંપડી બહારના આમ્રવૃક્ષના ચોતરા પર તાડછાની સાદડી પર બધાં બેઠાં હતાં–સંવાદ વિચિત્ર હતો.

રણજિત : 'મા ! આ મુઠ્ઠીભર બોર લોકે અંગ્રેજોને ત્રાહી પોકરાવી.'

હુસેન : 'અને અંગ્રેજી શાસન તેમને સ્વતંત્ર હકુમતનું વચન આપશે.'

તેજસિંગ : 'એ તો વિજેતાનાં દાન.'

મારકંડ : 'એમ કેમ ? તરવાર અને તોપે કબૂલાવેલી સ્વસત્તા તેમને પ્રાપ્ત થઇ પણ એ સ્વતંત્રતા નહિ ?'

હુસેન : ખરૂં છે–'અંગ્રેજોની સહાયતા વીના એટલું નાનું રાજ પોતાનું રક્ષણ પણ શી રીતે કરે !'

કાળીંદ્રી : 'એમાં જરાએ આદર્શ કે ભાવના નહોતી. ત્યાંની કાળી પ્રજાની ગુલામી પર ધનસંચયમાં અંગ્રેજ સત્તા હોય તો અંગ્રેજો હરિફાઇ કરે અને સમૃદ્ધિમાં ભાગ લે તે સામે સ્થાનિક બોર લોકનો બળવો હતો. ખેંચાખેંચ એ શોષણ–સાધક કોમ વચ્ચે હતી. બેઉ ભેગા થઇને ચૂસો ને અમારી મદદથી રક્ષિત રહો એમ કહી તેનું સ્વાતંત્ર્ય જાહેર કરાય–તેમાં કોણે દાન કર્યું અને કોણે મેળવ્યું ? ત્યાંની કાળી પ્રજા તો પરાધીન જ રહી અને શોષાતી રહેશે જ.'

હુસેન : 'એ વાત ઠીક કહી.'

મારકંડ : 'આ બધી અનીતિનાં પાપ યુરોપના ગોરાઓને ભરપાઇ કરવાં પડશે. કોંગોમાં–બેલ્જીયમવાળાએ કેટલા જુલ્મ કર્યા ને પછી તેના રક્ષણને નામે બધાંએ મળી આખું કોંગો

વહેંચી લીધું. કોરડાને બદલે કાયદાની ગુલામી કાળી પ્રજા કાજે સલામત થઇ.'

તેજસિંહ : (દાઢી પર હાથ ફેરવી) 'આપણે પણ કાળી પ્રજાજ છીએ!'

રણજીત : 'પણ સંખ્યામાં દસગણા છીએ.'

મારકંડ : 'ભાઇ, સંખ્યાને શું કરવા ગણે છે, એમાં 'દેશદાઝ' વાળાની સંખ્યા કેટલી ?'

હુસેન : 'આપણે બધા 'વન' માં પહોંચ્યા, તોએ હજુ ક્યાં જાગૃતિ છે? રાણીના સિક્કાની સલામતીનું ઘેન આખી પ્રજામાં આવી ગયું છે.'

તેજસિંહ : 'એ સિક્કાને તોડે તે ભારતને સ્વતંત્ર કરે!'

રણજીત : 'એ તો લશ્કરનું કામ!'

કાળીંદ્રી : 'ગુરૂદેવનું વેણ ભૂલો છો, કેમ ? કોઇ સમયે લશ્કર-જમીનદાર કે શાહુકાર–વાદને પોસશે નહિ. પ્રજાને જ સમજ અને સહયતા હોય તો–સ્વાતંત્ર્ય સાંપડવું સહેલું છે.'

હુસેન : 'આ ત્રીસ ત્રીસ વર્ષથી તો મહેનત કરીએ છીએ પણ લોકનાં હૈયાં બરફ જેવાં ઠરી ગયાં છે.'

રણજીત : 'અને પંડિતો અને મોલવીઓની અક્કલને અજીર્ણ ચઢયું છે.'

તેજસિંગ : 'આખું પ્રજા શરીર લાંબુ સોંસાટ થઈ નિર્વીર્ય થઇ નિદ્રામાં છે.'

મારકંડ : (છીકણી સુંઘતો) 'ભાઇઓ, અંગ્રેજના રામ રાજ્યમાં ભારતની પ્રજા કુંભકર્ણ રૂપે આરામ અને સલામતી ભોગવે છે.'

હુસેન : 'તમે ઠીક કહો છો, રામચંદ્રજીએ રાવણને મારી વિભિષણ જેવા રાવણના દ્રોહી ભ્રાતૃદ્રોહી-રાજ્યદ્રોહી-દેશદ્રોહી અને વધુમાં સંસ્કારદ્રોહીને ગાદી આપી. રાવણે વેદની પણ પુનઃરચના યોજી, શંકરને રીઝવી શાસ્ત્ર અને વિજ્ઞાનની સિદ્ધિ મેળવી લંકાને સંસ્કારભૂમિ સર્જી હતી, તેવા નરપતિને જેણે હણાવ્યો હતો, તેવાને ગાદી આપી, રામે દેશદ્રોહને ઉત્તેજન આપી, દ્રોહ કાર્યને પુણ્ય ગણવાનો પાંખડ શરૂ કરાવ્યો હતો. તે વારસો અવતારી શ્રી રામના ભારતવર્ષને મળ્યો, ત્યારથી, ભારતને-તેની પ્રજાના નાયકોને-દ્રોહ કરવાની ટેવ, અવિચ્છિન્ન પડી છે. તેજ નિઃશ્વાસનું કારણ છે.'

કાળીંદ્રી : 'જગતમાં રામ રાવણ યુદ્ધ હજીએ ચાલુજ છે.'

તેજસિંગ : 'શું કહ્યું ?'

કાળીંદ્રી : ( હસી ) રામ એટલે સ્થિતિપ્રજ્ઞતા-સત્તાવાદ-રૂઢિચુસ્તતા; અને રાવણ એટલે વિજ્ઞાન અને સંસ્કૃતિનો પ્રજાવાદ-નો પોષાક-ઇજારાવાદનો ઘાતક; એ બે તત્વોનું ઘર્ષણ જગતજૂનું છે. આપણે ત્યાં શાસ્ત્રરૂપે રૂઢિચુસ્તતાની પૂજા અને બળવાખોર વિજ્ઞાની પ્રજાવાદનું છુંદન, તુલસીદાસે પુરૂં કર્યું અને પ્રજાના મૂલ્યોમાં અંધ ધાર્મિકતાને પોષી, બુદ્ધિ પરિવર્તન અટકાવી, આપણી સંસ્કૃતિને લકવો લગાડયો છે.'

તેજસિંગ : 'ગુરૂદેવે આ અર્થ સમજાવ્યો નહોતો.'

કાળીંદ્રી : 'આ જ આપણી રૂઢિચૂસ્તાની મનોદશાની અંધ નિર્બળતા છે. શું ગુરૂદેવે કહ્યું હોત તો તમને વધારે પ્રમાણભૂત સમજાત ?'

તેજસિંગ : 'ના ના એમ નહિ, પણ એમને કેમ સૂઝયું નહિ-તે એ કેમ રામાયણ વાંચતા !'

કાળીંદી : 'વાલ્મિકી રામાયણમાંથી પ્રજા વિપ્લવ અને સનાતન સમાજ નીતિનો મહિમા સમજવા ! અને છતાં રામઘેલી પ્રજાને ગળે તે કેમ ઉતારવો તેની શોધ કરવા, સમજ્યો ?'

રણજીત : 'તમે રાવણુ રહસ્ય કેમ નથી સર્જતાં ?'

કાળીંદી : રામાયણમાં આ રહસ્ય પાને પાને છે–એક નાના દેશના મહારાજાની સંચાલકને હણવા, આખા દક્ષિણ ભારતનું પશુબળ–રામનું વાંદરા અને રીંછનું સૈન્ય પશુબળનું પ્રતીક છે–એકત્ર કરવું પડયું તેમાં રામની શી મહત્તા છે ?'

તેજસિંગ : 'મા ! તમે ખૂબ કહી નાંખ્યું–ત્યારે રામ મોટા કે રાવણ ?'

કાળીંદી : 'એમ પૂછો કે સલામતિ મ્હોટી કે ક્રાંતિ ? રામ એટલે સ્થાપિત હિતો અને રાવણ એટલે સ્થાપિત હિતોને પડકારનાર, વિજ્ઞાન ને વ્યાપક કરવા મથનાર પ્રજાકારક બળ.'

તેજસિંગ : 'અને લક્ષ્મીની તાણાતાણ. સીતા–લક્ષ્મી–રામના કબજામાંથી રાવણ લઇ જાય તે કેમ ચાલે ?'

હુસેન : 'એજ ને ? આપણે ત્યાંએ અંગ્રેજો ભારતની લક્ષ્મી કાજેજ રાજ્ય કરે છે.'

કાળીંદી : 'અહીં પણ રાવણ મળશે.'

મારકંડ : 'અને અનેક રામો–સ્થાપિત હિતો–એકત્ર થઇ તેવા 'રાવણ' ને હણવા અંગ્રેજોને સ્હાય કરશે.'

હુસેન : 'રામને મળ્યા તેવા–વાંદરા અને રીંછ–મૂઢ જનતાના આગેવાનો અંગ્રેજોને પણ હંમેશ મળશે ને !'

કાળીંદી : 'હારતો.'

રણજીત : 'ત્યારે જય તો સ્થાપિત હિતનો જ ને ?'

કાળીંદ્રી : 'તેમ પણ બને.'

હુસેન : 'જવાદોને મા ! એવાં સ્થાપિત હિતોને અંગ્રેજ -રામ-ના રાજમાં ભાગ અપાવવા કે પડાવી લેવા બીચારી પ્રજા શું કરવા પોતાને રંજાડે.'

તેજસિંગ : 'તો પછી આપણે શું કરવા આટલું મથીએ છીએ ?'

રણજિત : 'આ કષ્ટ અને યાતના શા કાજે, મા !'

કાળીંદ્રી : ( સ્થિર અવાજે ) અનેક રાવણો સર્જવા, દસ માથાની ક્રાંતિ કરવા, ભારતમાં હજારો વર્ષ પૂર્વે જે આદેશ અને આદર્શ જન્મ્યા હતા-પ્રજાવાદ અને વિજ્ઞાનવાદ, જનસત્તા અને જનસુખાકારી, જેને જગતે પૂજેલા-જગત પાસે તે સમયના સ્થાપિત હિતોના રક્ષક-બ્રાહ્મણોએ અને કથાકારોએ ગુંજાવેલા-રામે-હણ્યા હતા, તે આદેશને સજીવન કરી જગતભરમાં સામુદાયિક સંસ્કૃતિ પ્રસારી, આમસત્તાની જ્યોત સળગાવી, 'સંયુક્ત જીવન'ના આદેશને નૂતન જીવન આપી ભારતનો દિગ્વિજય કરવા, ક્રાંતિની દીપમાળ ચેતાવી આમ જનતા કાજે સમૃદ્ધિના સમુદ્રો વહેવડાવવા, દસમુખી-સહસ્ર નરનારીની સત્તા સર્જવા જ ભારતમાં ક્રાંતિ સર્જે અને જગતને સંસ્કારિતાથી પુનિત કરે.'

મારકંડ : 'મા, તમે અનેરી રીતે ગુરુદેવનો આદેશ સમજાવો છો.'

કાળીંદ્રી : 'આ તો રામાયણનું ગુપ્ત રહસ્ય છે-શાસ્ત્રાજ્ઞાની આણ છે કે શબ્દો અને કથામાં રહસ્યને ગુપ્ત સાચવવું, જ્ઞાની અને વિવેકીને જ કહેવું.'

રણજિત : 'શું કહો છો, મા ?'

કાળીંદ્રો : 'રામાયણ એટલે, સંસ્કૃતિ અને સમૃદ્ધિ અને સામુદાયિક સમાજહિતને સર્વવ્યાપક કરવા ક્રાંતિને સર્જન-જૂનાં અનંત નિમંત્રણ.'

તેજસિંગ : 'By god-ઓ પ્રભુ, આ તો અદ્‌ભુત સમસ્યા છે-મા !'

હુસેન : 'આ વિચાર જ ક્રાન્તિકારક છે.'

મારકંડ : 'મા, આ બધું ક્યારે જાણ્યું-ક્યારે સમજાયું ?'

કાળીંદ્રી : (સખ્તાઇથી) 'ભાઈ, મારકંડ-કોઇને કશું કારણ કહેવું-ન કહેવું, એ મારી અખત્યારી છે ને ?'

હુસેન : 'હાસ્તો મા.'

કાળીંદ્રી : 'તો બસ, મને પ્રેરણા થઇ, દ્રશ્ય થયું-તમે શું કહો છો ?'

મારકંડ : 'બહુજ અર્થસૂચક છે, પણ સમાજ કેમ આ રહસ્ય સમજશે ?'

કાળીંદ્રી : માટેજ અંગ્રેજી જ્ઞાન સાર્વજનિક કરો, કે રૂઢિ માનસમાં પલટો સરલ થાય. અવરોધ થશે. મહાન નેતાઓ જેમની નેતાગીરી જનતાને પાદપૂજન કરતી રાખવાની છે તે અંગ્રેજી શિક્ષણને ભવિષ્યમાં-અંગ્રેજી શિક્ષણથી થતી પ્રજા જાગૃતિ જોઇ-વખોડશે; પરંતુ આપણે અંગ્રેજી ભાષાને સાર્વત્રિત કરવા પ્રયાસ કરવાનો છે.'

તેજસિંગ : 'તો શું હવેની કાર્યદિશા આ સમજવી ?'

રણજિત : 'અને કાર્યક્રમ કેવો રાખવો ?'

મારકંડ : 'રૂઢિપ્રિયતા અને રૂઢિમાનસ-અન્ધ માન્યતા અને એકાંખી દૃષ્ટિનું ખંડન.'

હુસેન : 'ખરૂં ! આ પંડિતો અને મોલવીઓએ વેદાંત અને ઇસ્લામનું કચ્ચરઘાણ વાળ્યું છે, તેમનું નિકંદન કરવું જરૂરી છે.'

મારકંડ : 'જરા કહેજે તો ખરો-જીવતો નહિ રહે.'

હુસેન : (ગસ્કરીમાં) 'મહારાજ, તમે કેમ ફિકર કરો છો-તમે તો પાછા લાડુ ખાવા જન્મશો-પણ હમે તો ગયા તે કયામતના દિવસ સુધી સૂતા, એટલે મરવાની ફિકર કોણે રાખવી ? તમારે કે મારે ?'

રણજિત : 'જબરો છે દોસ્ત, પણ મા, ત્યારે હવે સ્પષ્ટ આદેશ શું આપો છો ?'

કાળીંદ્રી : 'ક્રાન્તિ કાજે-વિપ્લવ અને વિપ્લવમાંથી ક્રાન્તિ-અને તે વાટે પ્રજા-સાર્વભૌમત્વનું સર્જન અને સ્થાપન.'

તેજસિંહ : 'ધન્ય છે, મા !-આ આદેશ કાજે જીવવું અને મરવું.'

કાળીંદ્રી : 'હજી મારે કહેવાનું રહી જાય છે.'

રણજિત : 'ના-મા. હવે આજ નહિ હજુ કાલ તો છીએ. આટલુ આજ રાતે વિચારવા દો.'

કાળીંદ્રી : 'ત્યારે હું સ્હેજ કાર્યે વનમાં જાઉં છું-તમે અહીં રહેજો-સવારે દસ પછી આવીશ.'

કાળીંદ્રી ઊઠી હળવેથી જતી રહી અને ચારે જણા એક બીજા સામું જોતા રહ્યા.

રણજિત : 'આ નારી અદ્‌ભૂત છે.'

મારકંડ : 'હા, ખરેખર ભવાનીનો અવતાર છે.'

તેજસિંગ : 'આપણા કામની વાત કરો.'

હુસેન : 'સારૂં છે. 'મા 'ની ચર્ચા નહિ–એ તો–મા.'

મારકંડ : 'ખરૂં–આ 'મા ' છે, ક્રાન્તિની દેવી છે–ક્રાન્તિ માતા છે–ક્રાન્તિ જ ભારતની સાચી મા–માતા–દેવી છે.'

અને દશમની ચાંદનીમાં સર્વે આડા પડી, ચંદ્રિકા નિહાળતા વિચાર તંત્રે ચઢે છે.

*

કાળીંદ્રી બીજે દિવસે સવારે કલાકેક મોડી આવી. ચારે સ્નેહીઓ તેની વાટ જોતા વિચારતા હતા. તે આવી અને કુટિરમાં જઇ બે ચાર લુગડાં લઈ બહાર નીકળી અને ઝરણા તરફ ગઈ. ત્યાંથી સ્નાન કરી પાછી આવી, કુટિરના ઓટલે બેસી તેણે અંબોડો વાળ્યો. અને આંખે અને કપાળે ચંદન અને સિંધુરનો લેપ કર્યો અને બોલી. 'ચાલો આજે વાત પૂરી કરીએ અને તમે જાઓ. મારે અહીંથી બેત્રણ દિવસમાં નીકળી જવું પડશે.'

મારકંડ : 'મા, ત્યારે હવે અમને કાંઇ ખાસ કહેવાનું છે?'

કાળીંદ્રી : 'તમારે કાંઇ પૂછવાનું છે? હોય તો પૂછી લો!'

તેજસિંગ : 'તમે રામાયણનું રહસ્ય ઉકેલ્યું, તો મહા-ભારતનું રહસ્ય કાંઇ અવનવું નીકળી શકે છે.'

રણુજિત : 'હા, એ ઠીક પૂછ્યું.'

હુસેન : 'બાપુ! જર, જોરૂ અને જમીન અને સાથે સત્તા–એ 'ચારે 'ની દુનિયાભરની લડાઇ હતી અને છે–તેમાં શું રહસ્ય છે!'

કાળીંદ્રી : 'હુસેન, અમારા હિંદુના આ મહાગ્રંથને એમ સામાન્ય ગણાય નહિ. ભાઇ, એ તો એક સર્જન ગ્રંથ છે–એના તત્ત્વોની સમજમાં જ ઉણપો છે.'

મારકંડ : 'આપણા હાલના કામને કોઈ પણ રીતે અનુરૂપ કે ઉપયોગી હોય તો સમજાવો!'

કાળીંદ્રી : 'મહાભારતમાં રાજશાસ્ત્ર, યુદ્ધશાસ્ત્રનું શિક્ષણ છે. સંસ્કારિતા અને સંક્રાન્તિના કાર્યનું દિગ્દર્શન છે.'

'ભારતને તેના ઋષિઓએ–દૃષ્ટા જ્ઞાનીઓએ–કેટલાક મહાન સિદ્ધાંતો અને તત્ત્વો–માનવવિકાસ કાજે અર્પ્યાં હતાં. ક્ષાત્રવટ–વ્યાપાર–જ્ઞાનસંચાર અને શ્રમ–સંપત્તિ સર્જન–એમ ચાર સ્થંભો પર સમાજનું ચણુતર નિર્મિત કર્યું હતું. તેમાં ન્યાત કે તડને સ્થાન જ નહોતાં. કેવળ ધર્મ અને કર્મ એ બે જ પ્રાધાન્ય હતાં–ધર્મ એટલે સનાતન સિદ્ધાંત–કાળે કાળે માનવવિકાસના પોષણ અને રક્ષણ કાજે, શું ઇષ્ટ છે તે. અને કર્મ એટલે જે ઇષ્ટ સમજાય તેને સક્રિય કરવાના સાર્વત્રિત પ્રયાસ–અને તે પ્રયાસ કાજે કથા અને કર્તવ્યનો યજ્ઞ : સમાજમાં ઇશ્વરના સર્જનનું અદ્ભુત તત્ત્વ છે. તેનું રહસ્ય સનાતન છે. રૂપાંતર સામાયિક છે–મહાભારતના કાળમાં તેનું રૂપાંતર અનિવાર્ય થઇ પડયું. આમજનતા પરના અન્યાયો અને અધિકારલીલા અસહ્ય થઇ પડયાં હતાં. તે વિદારવા કુરૂક્ષેત્ર સિવાય ઇલાજ ન રહ્યો; અને તે થઇ ગયું, છતાં પણ તે અનિષ્ટો રહ્યાં જ ત્યારે જ યાદવાસ્થાળી પ્રગટી અને સર્વનાશ થયો. અને એ નાશમાંથી હજુ આપણે આજે પણ ઉગરી ગયા નથી. એ અનિષ્ટના વારસદાર, આપણે, હજુ તે પુરાણાં તત્ત્વો શોધી સમજી પુનઃ સર્જન કરી, નહિ સ્વીકારીએ, ત્યાં સુધી તો ભારતમાં–એશિયામાં કે જગતમાં શાંતિ કે નીતિ અશક્ય છે.'

હુસેન : 'મહમદ પયગમ્બર સાહેબે અનીતિ અને પ્રજા-પીડન સામે મહાન પેગામ આપી ધર્મ અને કર્મનો નવો યુગ સર્જવા પ્રયાસ કર્યો પણ ખલીફો સુલતાનો થયા; અને

સુલતાનોને સ્વાભાવિક જાગી જમીન અને જરની ભૂખ. અને તેમણે કુરાનને નામે કતલો ચલાવી, માનવસંહાર કરી–અમારા પવિત્ર ઇસ્લામના સાચા ધર્મને કલંકિત કર્યો છે.'

કાળીંદ્રી : 'માટે જ વિશ્વશક્તિએ એની ગહનતાથી નવાં નિર્માણ કર્યાં છે; તે સમજાશે તો જ જગતમાં સંસ્કૃતિ સ્થપાશે અને ભારત તેનું શિરોમણિ થશે.'

'ભારતમાં–વેદના ભારતવર્ષમાં ઇસ્લામને પ્રવેશાવી–ભારતમાં એક જ વિશ્વ સંસ્કૃતિ અને માનવતાની બે 'જ્યોતિ' પરમાત્માએ ઉપસ્થિત કરી–એ બેમાંથી એક પણ જ્યોતિ હોલવાશે નહિ–સમાશે નહિ–તે એકબીજામાં સમાય તેમાં જગતને હાની છે. તે બેઉ જ્વલંત અને જ્યોતિર્ધર રહે, છતાં એક જ ધ્યેયને ચેતના આપે, તે જ કાર્ય તમારે કરવાનું છે અને તેથી જ સનાતન ધર્મના સત્ય સિદ્ધાંતો–પણ તેનું હાલનું રૂપ નહિ જ–સમજી નવી રીતે સ્વીકારવાના છે.

'ક્ષાત્રવટ એટલે આદેશ કાજે સ્વબલિદાન–વ્યાપાર એટલે સમાજના ઉત્કર્ષ કાજે નીતિમાન અરસપરસનો વ્યવહાર–જ્ઞાન-સંચાર એટલે જ્ઞાન મેળવી–સાધી તેને જનતામાં વિસ્તારી, જનતાને બુદ્ધિ અને કૌશલ્યથી સર્જવાનું કર્તવ્ય. અને શ્રમ-સંપત્તિ સર્જન એટલે–શ્રમથી સમાજની સમૃદ્ધિનું સર્જન, જેમાં સર્વને સુખ, સાધન, સગવડ, સલામતી, શિક્ષણ અને સંસ્કાર નિયંત્રિત અને અંકિત હોય જ–એવા ધર્મનો અને કર્મનો સમાજ કાજે સમન્વય–તેજ નવકાલીન આદેશ છે. તે પણ કાળબળથી સર્જાશે. તમારે તેના વહન કાજે–તે વસ્તુ સમજી–સહસ્રો નરસિંહો અને નારીવીરો સર્જવાનો આદેશ જ્યાં ત્યાં અર્પવાનો છે.'

તેજસિંહ : 'પણ મહાભારતનું તો કાંઇ કહ્યું નહિ.'

હુસેન : 'એ સરદારજી ! તમારી જટાના જૂથમાં તમારૂં ભેજું જરા ભારે થયું છે તે તમને સમજાતું નથી.'

રણજિત : 'મા ! તમારૂં કહેવું સ્પષ્ટ કહો.'

કાળીંદ્રી : 'નવું 'મહા-ભારત' તમારે-ભારતનાં સુપુત્રોએ અને સુપુત્રીઓએ-સર્જવાનું છે. તે પુરાણ ભારત નહિ પણ નવભારત. ને તેની સીમાઓ નથી. જ્યાં જ્યાં સૂર્યનાં રશ્મિ હોય-જ્યાં જ્યાં વેદ-ઇસ્લામમાંથી સમન્વયનાં સર્જન થાય, જ્યાં જ્યાં સંસ્કૃતિ, શક્તિ, સમૃદ્ધિ વ્યાપક થાય, જ્યાં જ્યાં સમાજ-સિદ્ધિ-રિદ્ધિ અને બુદ્ધિથી સર્વ રીતે પુનિત હોય-ત્યાં મહાભારત છે.'

મારકંડ : 'પણ મા, આ તો તમે એક મહાભાવના કહી-એક વિરાટ કલ્પના કહી.'

કાળીંદ્રી : 'મારકંડ, તું બ્રાહ્મણ છે-યોગવાશિષ્ટ રામ પણ તેં વાંચ્યું છે-આખુંએ જગત બ્રહ્માએ કલ્પના કરી વિચાર્યું અને ભાવના કરી સર્જ્યું, અને એમ જ બ્રહ્માઓ જન્મે છે-વશિષ્ટોનો વંશ "શું ઇષ્ટ છે" તે સમજાવવા સનાતન રહે છે, અને જગતનું વહન અનિવાર્ય ચાલ્યું જ જાય છે. માટે કહું છું, ભારતને ભૂમિનું સામ્રાજ્ય કદીએ ખપશે નહિ. ભારતે કદીએ ચક્રવર્તી થવાનાં સ્વપ્નાં સેવવાં નહિ. ભારતમાં કોઇ પક્ષસત્તાને ચક્રવર્તી સ્થપાવવા દેવી નહિ. ભારતમાં કેવળ પ્રજાસત્તા-આમ રાજ્ય ભારતની ધજામાં સંસ્કૃતિની દીપમાળ ને વેદ-ઇસ્લામ-ખ્રીસ્ત અને બુદ્ધ અને ઝોરાસ્તરની પાંચ અખંડ જ્યોત-અને તે રીતેજ ભારતની પ્રજામાંજ શિક્ષણ અને શિસ્તના નવા અંકુરો ઉગશે. અને ભારત સંસ્કૃતિનું સામ્રાજ્ય માનવ સમાજના કલ્યાણાર્થે-સર્જશે અને સાચવશે; તે કરવા ભારત પ્રજા સમજુ અને સબળ થાય, તેટલું જ આપણે કરવાનું છે.'

તેજસિંગ : 'પણ તે આપણે કેમ કરી શકીએ ? રાજસત્તા હોય તોજ બધું કરી શકાય.'

રણજીત : 'માટે જ પહેલાં આપણી રાષ્ટ્રસત્તાનું સ્થાપન અનિવાર્ય છે.'

મારકંડ : 'મને ભય છે કે, આપણે કાંઈક માર્ગ ફેર કરીએ છીએ : આપણું એકજ ધ્યેય છે—ભારતને પરદેશી રાજસત્તામાંથી મુક્તિ—'

કાળીંદ્રી : 'ના, તેટલુંજ નથી, અંગ્રેજ પ્રજા બહુ ચતુર અને શાણી છે ને તે તમને પ્રજાની મુક્તિ શોધતા અને સર્જતા જોશે ને સમજશે એટલે પોતેજ જવાના સમયસર માર્ગ નક્કી કરશે. એ માર્ગ નક્કી થાય તેમાં ને તે નક્કી કરવામાં આપણી—આપણા બુદ્ધિજનો અને રાજપુરૂષોની એવી ચાતુરી હોવી જોઇએ કે અંગ્રેજોના સહકારથી ને સહાયતાથી આપણું સ્વસર્જન સરળ કરી, આપણું આપ—બળ વિકસાવી આપણી પ્રજાનાં સ્વભાન અને સ્વમાન કેળવી—આપણી કરોડોની જનતામાં સ્વાર્પણ અને—સંઘબળ પ્રેરી—સ્થાપી મહાજનતાનું સ્વબળ અપરાજીત અને અજેય કરી નાંખવું; કે જેથી અંગ્રેજો ન હોય ત્યારે પણ કોઇ વ્યક્તિ—કોઈ વર્તુળ—કોઈ પક્ષ—હાલની પદ્ધતિએ મતગણત્રીથી પણ—ચક્રવર્તીની સત્તા ઉત્પન્ન કરી શકે નહિ.'

હુસેન : 'ગુરૂ મહારાજે આપણને આ જ છેલ્લી મંત્રદીક્ષા દીધી હતી, તે આપણે ભૂલ્યા છીએ ને નકામાં ગોથાં ખાઈ અવટાઇએ છીએ.'

મારકંડ : 'મા, તમારી દૃષ્ટિમાં કાંઇ નવું સર્જન સમાયલું છે. તેની અમને ઝાંખી કરાવો છો, પણ અમે તે ઝીલતા નથી, ઝીલી શકતા નથી. તે અમારી ઊણપ છે. અમારો સંતાપ છે-

પણ અમને સમજવા–વિચારવા સમય આપો ને ફરી મળીએ તે અંતર સમયનાં કાર્ય કહો !'

કાળીંદ્રી : ' વારૂ–હુસેન, તારે દક્ષિણ-હૈદ્રાબાદમાં જવાનું છે. ત્યાં અવ્યવસ્થા છે. અને વરાડને લૂંટી લઈ લેવાનો પ્રયાસ છે. તે પ્રસંગે તારે જેને આંખ હોય તેની ઉઘાડવી અને બધા જ અંધ હોય–સ્વાર્થને લીધે–કે ભયને લીધે–તો, તારી આંખ તો ઉઘાડી રાખી–જેટલું જોવાય તેટલું જોજે.'

રણુજિત : 'મારે વાસ્તે કાંઇ છે.'

કાળીંદ્રી : ' હા, તારે પુના જઇ–ત્યાં જેટલી બને તેટલી ચેતના કરવાની છે.'

મારકંડ : ' તો શું મારે માળા જપવી ? '

કાળીંદ્રી : ' હા, તારે કુંભમેળામાં રહેવાનું છે ને તારો મઠ ત્યાં લઇ જજે.'

તેજસિંગ : ' મને લાગે છે કે મારે કાંઇ રહેતું નથી.'

કાળીંદ્રી : ' છેસ્તો, તારે કાબુલ જવું પડશે. પણ હમણાં તું પેશાવરમાં જ પથારો રાખજે, ને અબદુલ્લાખાનની સાથે મેળાપ રાખી ત્યાંની હકીકત સમજી જનતાને સમજાવતો રહેજે.'

હુસેન : ' ત્યારે હવે જઇએ ?'

કાળીંદ્રી : ' હા, હું પૂજા પછી યાત્રાએ નીકળી દ્વારકા જઈશ ને ખબર આપું ને મળે તો સૂચના પ્રમાણે મળજો. સૌને સંભારજો. મારાં હેત અને હૈયાં તમારી કાર્ય–મયતા પર વારી જાય છે–વીરાઓ !' કહી તે ઊઠી. ઓવારણાં લીધાં ને સૌના માથા પર હાથ ફેરવી આઘી ખસી નમસ્કાર કર્યા. ચારે જણની પાંપણો ભીની થઇ અને સખત પગલે તેઓ ગયા.

❦

૨

શ્રાવણનાં સરવરિયાં વરસતાં હતાં: પટણાના એક સારા જેવા દેખાતા મકાનમાં યજ્ઞની ધૂમ ચાલતી હતી. કોઇ તપસ્વીની દેવી આવી હતી ને તેણે શાસ્ત્રીઓ અને પંડિતોને નિમંત્રી 'શક્તિ-યજ્ઞ' કરવા વિનવ્યા હતા. આ યજ્ઞ ક્વચિત જ પૂર્ણ થાય છે. દિવસો સુધી ચર્ચા ચાલી હતી. શાસ્ત્રાર્થ થયા હતા–એકાએક કાશીની પાસેના ગામથી એક વૃદ્ધ શાસ્ત્રી જગન્નાથજી યાત્રા જતાં આવેલા, તેમણે તે સમગ્ર પ્રશ્નનો હાથ જોડી નિર્ણય કર્યો. સર્વેએ માન્ય રાખ્યો અને યજ્ઞ શરૂ થયો. ચોવીસે કલાક યજ્ઞ ચાલતો. ત્રણ ત્રણ કલાકના અગ્નિહોત્રીના વારા અલગ હતા. બે બે કલાક મંત્રો ઉચ્ચારક પંડિતોના વારા હતા. ઉચ્ચારણમાં કે હવનમાં એક પળનું પણ સ્ખલન થાય નહિ તેની પૂરી કાળજી રખાતી. ધ્વનીના તરંગો બરાબર જ ઉછળે તેની સાવચેતી હતી. બપોરના ત્રણ પછી અને સાંજના સાત સુધી લોકદર્શનનો સમય હતો અને હજારોની મેદનીને વ્યવસ્થિત રીતે અંદર લઇ જઇ દર્શન કરાવી બહાર પસાર કરાવાતી હતી: અંદર કોઇ બેસી શકતું નહિ. એક લાંબી કતાર ચાલુ રહેતી. જેને કાંઇ પણ આપવું હોય તે બહાર નીકળતાં દરવાજા પર નારીએળ વાસ્તે મોટી કોઠીઓ હતી તેમાં નાંખતાં ને કંકુ મેળવતાં ને નાણાંની પેટીની આડમાંથી નાણાં નાંખી ચંદન અને સિંધુરની આસકા મેળવતાં.

વાત કરવાની, ગણગણાટ કરવાની સખત મનાઇ હતી. લોકદર્શન દરમ્યાન ત્રણ કલાક હવન ચાલુ રહેતો. દેવી ઉપર એક છજાની જાળી પાસે બેસી બધું જોતાં, તપાસતાં, સૂચના આપતાં ને સુકાન હાથમાં રાખતાં, કોઇકને જ મળતાં. શેઠીઆઓ ને ગરીબો—એજ કતારમાં દર્શન કરી શકતાં. "ઉપર બેસી હમને દર્શન કરવા દો—હજાર અર્પણ કરીએ. અમારા બૈરાંને ઉપર સારી જગા કરી આપો—આખા યજ્ઞનો ખર્ચ આપીએ." વગેરે વિનવણીઓ થતીઃ દેવી હસતી અને કહેતી, "શેઠજી આ કોઈ નાટકની રંગભૂમિ નથી કે બોક્ષ કે ઓરચેસ્ટ્રાથી પીટકલાસ સુધીની ગોઠવણુ હોય. આ તો દેવના દ્વાર છે. સર્વેને કાજે એકજ છે. શક્તિના દર્શન સૌને એકજ હોય ને એકજ છે. માટે મને ક્ષમા કરો હું દેવની અપરાધી થાઉં. યજ્ઞદેવ મારા પર કોપ કરે. આપને અર્પણ કરવાની ઇચ્છા હોય તો કહો— ભંડોળમાં જશે. અહીં બ્રહ્મભોજનમાં ખરચાશે. પણ મારા પર દયા કરો." કહી હસી હાથ જોડી રહેતી. શ્રીમંતો અવાક થઇ લાચાર થતા. એક સોપારી અને સિંદુર એટલું જ શેઠીઆ-ઓને આપી આશીર્વાદ આપતી ને યજ્ઞ તરફ જોઇ રહેતી.

યજ્ઞની પૂર્ણાહૂતિને આઠ દિવસ હતા, આ યજ્ઞની કીર્તિ પ્રાંતભરમાં પ્રસરી હતી. કલકત્તા, મુરશીદાબાદ, ઢાકા, મીદનાપુર વગેરે અનેક સ્થળેથી જનતા આવતી, દર્શન કરતી, દેવીને જોવા તલસતી અને જતી. યજ્ઞ-કુંડ આગળથી પસાર થતાં ઉપર જરૂખામાં સર્વ નજર કરતા અને એક સૌમ્ય તેજસ્વી તપાવેલા સોના જેવી રક્તવર્ણી નારીના સ્થિર નયનો તેમની આંખ સાથે મળતાં ને દરેકને એમજ લાગતું કે મને જ કાંઇ આશીર્વાદ આપ્યો. ને તેમના ગાપાં કોઇ અવનવી અસર થતી. નાના બાળકોને ગોદમાં લઇ તેમની માતાઓ ઊંચા કરી

દેખાડતી અને બાળકો ઊંચી નજર કરી એકદમ હસતાં ને હાથ લાંબો કરતાં. દેવીના મોં પર તે વખતે સ્હેજ સ્મીત ફરકતું.

અનેક અમલદારો આવ્યા—અધિકારીઓ આવ્યા—મહારાજાઓ અને જમીનદારો એજ લોક વાટે આવ્યા ને દર્શન કરી શકયા—ખીજવાયા અને મ્હાત થયા. આ તે વળી કોણ છે? એવી ચકાસણી થવા લાગી—દેવીની દિનચર્યાની વાતચીતના ભાવ મેળવવા ખાસ ગોઠવણ થઇ. જાતજાતની વાતો થતી. શ્રદ્ધા અને નિંદાની હરિફાઇ થવા માંડી. દેવીને કાને વાત ગઇ. તે ફરી હસી, તેણે મુખ્ય શાસ્ત્રીજીને બોલાવ્યા અને કહ્યું.

'પિતાજી—અહીંઆ યજ્ઞ થાય છે તેમાં મને લાભ નથી. હું તો જનતા—'દીન—હીન'—થઇ ગઇ છે, માટે જનતામાં મહાકાળી—બળ અર્પે તેથી યજ્ઞ કરાવું છું. મહાકાળીજ સાહ્ય કરે છે. આપ સર્વને તેનાં શુભ ફળનાં પુણ્ય છે. હું તો માત્ર નિમિત્ત છું. નીમિત્તને કીર્તિ કે નિંદાની ચિંતા નથી—પણ મહાકાળીના 'શક્તિ—યજ્ઞ' ની નિંદા યોગ્ય નથી. પરિણામ વિપરીત આવે એવો ભય રહે છે. માટે જેમને નિંદા કરવી હોય તો તે યજ્ઞ પૂર્ણ થયા પછી પેટભરી કરે. આટલી—'

શાસ્ત્રીજી : 'દેવીજી નિંદા તો શ્રી રામચંદ્રજીની પણ થઇ હતી. તો આપણે કોણ? માટે નિશ્ચીંત રહો કાર્ય સમાપ્ત થઇ જ જશે! દેવી નમ્ર ભાવે જોઈ રહી. પણ શાસ્ત્રીજીને કાંઇ કહેવું હોય તેમ ઊઠયા નહિ. દેવીએ ફક્ત સામું જોયું.

શાસ્ત્રીજી : 'દેવીજી કાંઇ કહું?'

દેવીએ સ્મીત કર્યું.

શાસ્ત્રીજી : 'અહીંના કાર્ય બાબત પોલીસ ને અધિકારીઓ કેમ આટલી કાળજી રાખે છે? આપણે ત્યાં કોઇ દિવસ રાજકિય ચર્ચા પણ નથી થતી કે તેમને ચિંતા થાય?'

દેવીજી : 'આપ એમને જ કેમ પૂછતા નથી ?'

શાસ્ત્રીજી : 'મેં એ ત્રણને જરા પૂછી જોયું તો તેમણે ખાસ કાંઇ સમજાય તેમ કહ્યું નહિ.'

દેવીજી : 'પણ કશું તો કહ્યું હશે ને–શું કહ્યું ?'

શાસ્ત્રીજી : 'મેજીસ્ટ્રેટ સાહેબ અહીં આપને મળી ગયા હતા તે તો આટલું જ બોલ્યા કે–'શાસ્ત્રીજી–તમે યજ્ઞ પૂરો કરો–રાજકાજમાં તમને શું ચિંતા હોય.' હું તો હાથ જોડી મૌન જ રહ્યો.

દેવીજી : 'એજ ઠીક કર્યું. બીજું કોઈ કાંઇ બોલ્યું હતું ?'

શાસ્ત્રીજી : 'હા, પોલિસ ઇન્સ્પેકટરની વહુ ને ત્યાં મારા શિષ્ય ક્રીયા વાસ્તે ગયા હતા તેને તેમણે કહ્યું કે આ દેવી તો મહાન છે પણ મારો વર કહે છે કે સરકાર એની ખબર લઇ નાંખશે.'

દેવીજી : 'પછી ?'

શાસ્ત્રીજી : (જરા પાસે આવી) 'કલકત્તાથી ખાસ છૂપા સાહેબો તપાસ કરવા આવ્યા છે.'

દેવીજી : 'વાહ ! અહીં દર્શન કરવા આવે તો ઠીક.'

શાસ્ત્રીજી : 'અહીં–યજ્ઞ–ભૂમિ–માં પરધર્મીનાં પગલાં ! દેવી !'

દેવીજી : 'જરા ધીરા પડો–હું વિચારીને કહીશ.'

શાસ્ત્રીજી : 'પણ'

દેવીજી : 'યજ્ઞ પૂરો થાય તેને બીજે દિવસે અખંડ શાંતિ પાઠ કરાવીશું ને તે દિવસે ભલે ને કોઇ આવે.'

શાસ્ત્રીજી : 'પણ દેવી! મને તો કહો-કે આનો અર્થ શો છે?'

દેવી : 'તમે પિતા તુલ્ય છો. યજ્ઞ પૂર્ણ થઇ રહે પછી પૂછજો.'

શાસ્ત્રીજી ભારે મ્હોંએ ઊઠયા ને ગયા. દેવી બેસી રહી. સ્થિર આંખે જોઇ રહી. એની આંખ આગળ ચિત્રાવલીની પરંપરા આવતી ગઇ. પંડિત જયપ્રસાદની છેલ્લી પળો તેણે નિહાળી હતી. ગંગાજળ તેણે પાયું હતું--છેલ્લાં અમીવચન તેણે સાંભળ્યાં હતાં: " દીકરા, શ્રદ્ધા—ધ્યેય અને કર્તવ્યમાં જ હોય; વ્યકિત પરીક્ષા પછીજ વિશ્વાસ—જરૂર હોય તે યોગ્ય હોય તેટલોજ મૂકજે. રહસ્ય તો કેવળ અધિકારીને જ કહેજે—રહસ્યના અધિકારી—નથી ત્યાગી કે નથી ભોગી—પણ જે બળી થવા તત્પર હોય—તેને જ રહસ્યના અધિકાર હોઇ શકે. ને સાંભળ-આ ભૂમિને કપટ અને દ્રોહનો કનિષ્ટ વારસો સાંપડયો છે. તેને હણવા કાંઇ કરજે. જીવન, જીવન—કર્મ અને કર્તવ્ય, જીવન—સાફલ્યના પુણ્યોનો આદેશ અને મુલ્યો નવાં સર્જવા-સર્જાવવા પ્રયાસ કરજે. અને પળે પળે દગાથી ચેતજે. પણ દગાથી ડરીશ નહિ. દગામાંથી ડહાપણ મેળવજે અને દગામાંથી દગાખોરને—તેની દાનવતા સમજી તે દેવ થાય તેવી દયાવૃત્તિ રાખજે. ને તે દાનવ જ હોય તો તેવા દરિદ્ર હૃદયો અને દુષ્ટ આત્માને તેના જ પતનમાં પરાજીત થવા દેજે. તું કદીએ તેની સામે રોષ કરીશ નહિ. તેવાની સામે જીભ કે આંગળી ઉપાડીશ નહિ-દગાની જાળ તો ભારતભરમાં પથરાયલી છે. ફક્ત તું તેમાં સપડાય નહિ તેટલી કાળજી રાખજે. અને દીકરા! એકજ છેવટનો મંત્ર આપું છું. વ્યકિતઓ શું કરી શકે? વ્યકિતના સાધન કે શકિતની મર્યાદા કેટલી નાની હોય—પણ વ્યકિતઓ પોતે-જીવતી મશાલો થઇ શકે. વ્યકિતઓ પોતે જીવતી આગ

થઇ શકે. આંખ-અક્ષર-કલમ અને કર્તવ્યમાં પ્રેરણા, પ્રોત્સાહન ને પ્રબળ-બળ અર્પી શકે. બસ પ્રભુ તારા હૃદયને ચીરંજીવી યજ્ઞ-રૂપે સુરક્ષિત રાખે. પ્રકૃતિ તારી બુદ્ધિને સતેજ ને શાણી સાચવે. કાળીંદ્રી! તું ભારતના સંક્રાંતિકાળની ઇંદ્રાણી થજે—પાણી—લા—વ "

અને તે ચકચકતી આંખોએ જોઇ રહ્યા-આંખમાં તેજના અંબાર હતા-ને જીભમાં ગંગોત્રી ને વડવાનળના સર્જન અને દહન હતાં. તેમણે શ્વાસ મૂકયો.

અને તેણે એકલીએ તેમને અગ્નિસંસ્કાર કર્યા પછી...

એના કુમારની એને કલ્પના આવી. એને અમેરિકા મોકલ્યો હતો. ત્યાં શું કરતો હશે? હજુ એને આવતાં પાંચ વર્ષ થશે. શું કરતો હશે? રમતો હશે? વાંચતો હશે? એને સંભારતો હશે?

એટલામાં એકદમ એની આંખ આગળ એક ચિત્ર આવ્યું. હરિયાળી ભૂમિમાં ગૌરાંગીઓ ઘૂમી રહી છે. યુવાનો ખેલે છે ને તેનો કુમાર તેમાં કેન્દ્ર થઇ સૌને રમાડે છે-મનમાં કાંઇક ઉમંગ થયો, કાંઇક ક્ષોભ થયો. તેણે માથું ખંખેર્યું અને મનમાં આવતો મેલો વિચાર કાઢી નાખ્યો ને સ્ફાટિક રૂદ્રાક્ષની માળા લીધી. દરેક રૂદ્રાક્ષ પર ૐ હતા. દરેક સ્ફાટિક મણિ પર સોનેરી ત્રિશુળ હતું. ને તેણે ચંડિના પાઠ આરંભ્યા. તેની આંખ સ્થિર થઇ ગઇ હતી. શરીર અક્કડ થઈ ગયું. અને તેના દેહમાંથી વિચિત્ર સુગંધ અને જ્વાળા નીકળતી હોય તેમ ઓરડામાં ઝગક અને પરિમલ આવતી જણાઈ.



૩

શહેરમાં અનેક ઠેકાણે અનેક વાતો થતી હતી. દરેક વાતનો વિષય: 'શક્તિ-યજ્ઞ' અને તેની દેવી હતી. આ વાતોનું રહસ્ય સમજવું જરૂરી છે.

પાનવાળાની દુકાને ચાર જણા પાન લે ા હતા. એક જણે કહ્યું, 'યજ્ઞની ધમાલ તો ઠીક છે. બ્રાહ્મણોને રોજ મિષ્ટાનના તડાકા છે.' બીજાએ કહ્યું: 'પણ તેમાં પેલી દેવીને શું? એ તો એક જ વખત જમે છે' ત્રીજાએ કહ્યું: 'જે આપણે સમજીએ નહિ તેની ટીકા શી?'

એક હોટલમાં ચાહ લેવાતી હતી. છૂટા છૂટા ટેબલો પરથી વાત ફેંકાતી હતી. 'આ કોઇ બૈરી આવી છે તેણે આખા શહેરમાં ધમાલ કરી મૂકી છે'—'લોક તો ઘેલું છે, કોઈ ધર્મની વાત આવે એટલે જાણે રેલ ચાલી.'—'પૈસાનો તડાકો પણ ઠીક પડતો હશે'—'ખરચ પણ થતો હશે ને?' 'એ યજ્ઞના દર્શન કરવાના ટોળામાં જવું ને જાત્રાએ જવાની અગવડ બેઉ સરખાં છે.'

એક શ્રીમંતોની ક્લબમાં-બિલિયર્ડના ટેબલ આગળ ચર્ચા ચાલતી હતી. 'કેમ અગરવાળ શેઠ-યજ્ઞના દર્શન તમે કર્યાં કે નહિ?' 'ગયો હતો ને! પણ ભીડ, ભાઈ...' 'તમારે શું શેઠ-સેંકડાની નોટ સરકાવી કે સગવડ?' 'ના-ભાઈ-ના એની

દેવા છે, તેણે કહ્યું કે, આ કાંઈ થિયેટરની ટિકીટ ખરીદવાની નથી. જેને જેટલો ભાવ ને સાધન તે આપે. પુણ્ય તો સૌને સૌના પાપના પ્રમાણમાં–ને દર્શન સૌને સરખું.' 'વાહ રે શેઠ બાઈ બહુ અક્કડ જણાય છે.' 'તમે ગયા કે નહિ' 'મારી મીસીસને બહુ જ મન હતું એટલે જવું પડયું.'

એક સંસ્કાર–સાહિત્ય મંડળમાં–વિદ્વાનો પૂછતા હતા કે 'પંડિતજી, શક્તિયજ્ઞ એટલે શું?' 'હા, શાસ્ત્રીજી એનું નિરાકરણ ક્યારે થયું?' 'એ તો કહે છે કે આ સાધુ બાઈએ આવી શાસ્ત્રીઓ અને પંડિતોને તેડાવ્યા. ભોજન કરાવ્યું ને પાંચ કલાક ચર્ચા કરી ને પોતે જ શાસ્ત્રાર્થ કર્યો ને સૌએ એ સ્વીકાર્યું'' 'ત્યારે બાઇ ધર્મજ્ઞાનમાં વિદ્વાન છે એ ખરૂં?' 'હા રે બહુ જ જ્ઞાની છે ને ઑાજસવાળી છે.' 'કોઇ યોગ સાધન કર્યું હશે?' 'કર્યું જ હોવું જોઇએ.' 'નિત્યચર્યાના નિયમ બહુ જ કડક પાળે છે.' 'વિવિધ વાતો સંભળાય છે' 'કશી અનિષ્ટ વાતો હજી કાને નથી આવી.' 'ના તેવું નથી.' 'પણ એ કોણ છે? કયાંની છે? કયા સ્થાને છે? ક્યાંથી આવી? કયાં જશે? કોઇ જ કોઇ કહી શકતું નથી.' 'કીયો પંથ છે? કયો મઠ છે? મંદિર છે?–આશ્રમ છે? કોઈ કાંઇ જાણતું નથી.' 'જુઓ એ તો કાંઇ ધર્મકાર્ય કર્યું, પવિત્ર રીતે સદ્‌નિષ્ઠાથી કર્યું. પછી તેની વ્યક્તિ સંબંધે વિખવાદનો ઉપયોગ નથી.' 'પણ 'શક્તિયજ્ઞ'ની મહત્તા શી તે તો સમજાવો.' 'સત્ય–સત્ય ખાતર પ્રાણાર્પણ કરવાનું મનોબળ અને આત્મસંકલ્પ અને તેવા સંસ્કાર પ્રત્યેક ભારતી–જનમાં રોપાય–તેવો તેનો આદેશ અને આદર્શ છે!' 'સરસ છે–પણ –સત્ય–શું?' 'પંડિતજી, આપણે અહીં ચર્ચા કરીએ તેના કરતાં તે દેવીને વિનંતિ કરી એક દિવસ પ્રવચનનો રાખવા કહીએ ને ત્યાં ચર્ચા કરીએ કે જનતા પણ જાણે.'

અમલદાર મંડળની કલબ હતી. ત્યાં એ ખરેખર કોઈ સાધ્વી હતી કે જાસૂસ હતી કે કોઇ રાજદ્રોહી હતી કે કોણ હશે? તે સિવાય અન્ય ગુંચ નહોતી. સાધ્વી દેખાતી હતી. જાસૂસ હોય તો કોની ને શું શોધતી હતી. રાજદ્રોહી હોય તો કીયા મંડળની તે મણકો હતી? બધા વિમાસણ કરતા; કોઇને ખબર નહોતી.

જડજ સાહેબે કહ્યું, 'સબળ પૂરાવા વિના કાનને શંકાસ્પદ કરવાનું ન્યાયની દૃષ્ટિએ યોગ્ય નથી.' જિલ્લા મેજિસ્ટ્રેટે કહ્યું કે બધા ચોકસ પુરાવા કાજે વાટ જોઇએ તો હમારૂં કામ અટકી પડે' ને જિલ્લા પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટે કહ્યું કે એવી વિવિધ માહીતી આવી છે કે 'કાંઈ સંકળાતી નથી ને કોઇ ખરી લાગતી નથી.'

કોલેજોના કોમન રૂમમાં જુવાનો ઉભરાતા હતા. 'અલ્યા 'શક્તિયજ્ઞ' કોઈ દિવસ સાંભળ્યો?' 'અરે એ તો 'લોકયજ્ઞ છે'. 'પણ આ ઘીનો ધુમાડો કરવાથી ફાયદો શો?' 'આ પચાસ બ્રાહ્મણો આટલા બધા બુમ બરાડા કરે છે તેમાં દેશને શો લાભ?' 'પણ એમ તો કયાં દેશનું સેવાવ્રતનું જાહેરનામું કાઢયું છે તે તું અકળાય છે!' 'આપણા કોલેજિયનોનું એક ડેપ્યુટેશન જઇએ ને કહીએ કે, આ ધતીંગ શું છે? અને આટલી રકમ કોઇ સારા અનાથાલયમાં ખરચાય તો શું!' 'એ ઠીક છે કાલે વાત.' 'જોગેશ અને રાજેન! તમે નક્કી કરી આવજો.'

શહેરભરમાં 'શક્તિયજ્ઞ' અને તેની સાધ્વીની ચર્ચાથી વાતાવરણ ભરાઇ ગયું હતું અને સરકારનું પોલીસખાતુ અકળાઇ રહ્યું હતું. ઉપરી અમલદારના ઠપકા ચાલુ થયા હતા—ઉપરથી હેઠળ સુધી—ઠપકાની લંગાર ચાલી હતી. 'તમે કરો છો શું—એટલી ખબર મેળવાતી નથી—તમને તમારો ધંધો

આવડે છે કે નહિ'—એક જમાદારે રીતસર આડા હાથની સલામ કરી કહ્યું 'સાહેબ વાત બનાવવી હોય તો ઉપજાવું—બાકી કાંઇ જ ખબર નથી.' થોડીવાર સામું જોઇ ઉપરીએ કહ્યું, 'પણ કાંઇ બંધબેસતી હોય તો કહેવાય.' 'તે બરાબર રજૂ કરીશ સાહેબ' ને ખરી માહિતીને અભાવે ખોટી બનાવટનું બીડું ઝડપનાર જમાદારની આંખ આગળ ફોજદારી તરવરવા લાગી!

બે દિવસ પછી સરકારી કોઠીમાં જિલ્લા મેજીસ્ટ્રેટને ત્યાં કેટલાક અમલદારો મળ્યા હતા. ટેબલની આસપાસ બેસી ધીરેથી ચર્ચા થતી હતી.

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'કેટલાક દિવસથી આ કાંઇ ધર્મનું મોટું કામ ચાલે છે તે સંબંધે મારે કાને કાંઇકાંઇ વાત આવી છે. મી. કૉલેકટ—તમારે શું કહેવાનું છે?'

જીલ્લા પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ : 'મ્હેં પહેલે દિવસથી તપાસના હુકમ આપ્યા છે.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'પણ તમારી પાસે હકીકત શી છે?'

જિલ્લા પો. સુપ્રિ. : 'એલ. આઇ. બી. ઇન્સ્પેકટરનો રિપોર્ટ જુઓ, તેમને બોલાવો.'

બહારથી પોલીસ ડ્રેસમાં એક ચોવીસેક વર્ષનો મુસલમાન ઇન્સ્પેકટર અંદર આવ્યો અને સલામ કરી.

જી. પો. સુ.: 'આ યજ્ઞ બાબત તમારે શું કહેવું છે?'

ઇન્સ્પેકટરે એક પાકીટ કાઢ્યું ને તેમાંથી ક્યારે મકાન રાખ્યું, કોનું મકાન રાખ્યું, કેટલું ભાડું કર્યું, કયા કયા બ્રાહ્મણો ક્રિયા કરાવે છે, તેમને કેટલી દક્ષણા મલે છે, રોજ શું ખાવાનું મળે છે, કેટલી રકમ મળે છે, કોણ કોણ આપે છે, બાકી કોને મળે છે, વગેરે વાંચી ગયો.

આ સમયે જિલ્લા મેજિસ્ટ્રેટ એકી ટસે તેની સામે સામુ જોઇ રહ્યો હતો.

જિલ્લા-મેજિસ્ટ્રેટ : ' આમાં કશું જ અગત્યનું નથી. જુઓ મી. બદરી, તમે તમારા કામમાં પૂરા સફળ થયા નથી. એ કોણ છે ? તેની પૂર્વ હકીકત મારે જોઇએ છીએ. તમે કહ્યું તે ઉપયોગી હશે. પણ-'

જિલ્લા પો. સુપ્રિ. : ' મી. બદરી, તમે કહ્યું કે તમારી પાસે પૂરી માહિતી છે.'

મી. બદરી : ' આ ગઇ કાલ સાંજ સુધીની હકીકત છે.'

જિલ્લા પો. સુપ્રિ. : ' હા, પણ તે અહીં પટનામાં આવી તે પહેલાંની હકીકત-'

મી. બદરી : ' સાહેબ મારી હદની બહારની વાત છે. તપાસમાં કાંઇક જણાતું-છતાં ચકાસણી ચાલુ છે.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : ' મી. બદરી, આ સાધ્વી અહીં આવી આવી તે પહેલાંની સંતોષકારક વાત વગેરે નહિં લાવો તો ' ખાનસાહેબ ' વાસ્તે મેં ભલામણ કરી છે તે પર ફરી વિચાર કરવો પડશે.'

મી. બદરીનું મોં સ્હેજ પડી ગયું. પછી કડક થયું.

મી. બદરી : ' સાહેબબહાદુરને સંતોષ આપવા હું મહેનત કરીશ.'

જિલ્લા મેજીસ્ટ્રેટ : ' તમને રજા છે. મી. ફોલકેટ અને રાયસાહેબ, તમે જરા બેસો.'

ઓરડામાં ત્રણ જ રહે છે. પાંચ સાત કાગળો પર સહી કરે છે. જિલ્લા મેજીસ્ટ્રેટ દફતર નીચે નાંખે છે ને સિગારેટ સળગાવે છે. જિલ્લા પોલિસ સુપ્રીન્ટેન્ડેન્ટ પણ ચીરૂટ સળગાવે છે.

જિલ્લા મેજીસ્ટ્રેટ : ' રાયસાહેબ આ સિગારેટ લેશો ?'

જિલ્લા પો. સુપ્રિ. : 'રાયસાહેબ તો હૂક્કાના શોખીન છે.'

રાયસાહેબ જરા હળવું હસે છે.

જિલ્લા પો. સુપ્રિ. : 'આપને શું કહેવું છે?'

જિલ્લા મેજીસ્ટ્રેટ : 'મી. ફ્રોલકેટ, આ સંબધે છાપાઓમાં પણ ચર્ચા થઇ છે ને મને ચીફ સેક્રેટરીનું કલકત્તાથી લખાણુ આવ્યું છે કે આ શ-શ-શકટી-શું છે? ને કોણ કરે છે. ને આ બાઇ કોણ છે, કયાંથી આવી ! હવે તમે શું કરો છો?'

જિલ્લા પો. સુપ્રિ૦ : 'કેમ રાયસાહેબ આ શ-ક-ટી (તી) શું છે?'

રાયસાહેબ (ડેપ્યુટિ પો૦ સુપ્રિ૦): 'સાહેબ શક્તિ એટલે –માતા–કાળી માતા કલકત્તામાં છે–તે–હમારા હિંદુધર્મમાં દેવીઓને શક્તિ કહીએ છીએ–શક્તિ એટલે દેવી–માતા. બીજો કશો અર્થ નથી.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : (ફાઇલમાંથી કાંઇક જોઇ)–'પણુ તેવા યગન (યજ્ઞ) ને તો તમે પૂજા ક–ચંડી–કહો છો– શ–ક–ટી નહિ.'

રાયસાહેબ : 'હા, સાહેબ પૂજા–તે વીધી થાય છે તેને કહેવાય ને ચંડી–એટલે ચડિકા–માતા–જેનું બીજું નામ Other word–અર્થ–શક્તિ–છે.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'એમ–છે!'

રાયસાહેબ : 'હાજી, આપ કોઇ ઊંચ હિંદુને પૂછશો તો વધારે સમજાવશે.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'હું જોઇશ; પધારો, રાયસાહેબ.'

રાયસાહેબ અક્કડ સલામ કરી જાય છે.

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'મી. ફ્રાલકેટ! કાંઇક છે. મેં તાર કરી આ હિંદુઓના દેવ દેવીઓની મે ચોપડી કલકત્તાથી મંગાવી

તે ગઇકાલે આવી ને રાતના ત્રણ વાગ્યા સુધીમાં મેં વાંચી લીધી. એમાં શ–ક–ટી એટલે Force-power ની તેમના Godesses છે ને તેમના Gods પેલા તેમજ છે. આ લોકના ધર્મમાં કાંઇ સમજણુ પડતી નથી. આની પાછળ કોઇ પોલિટિકલ પ્લે (ખેલ) છે એમ કલકત્તાવાળા મ્હોટા અમલદારને વહેમ છે.'

જિલ્લા પો. સુપ્રિ. : 'આ હિંદુઓને તેમના પત્થરની મૂર્તિઓનો વહેમ, અને આપણે અહીં પરદેશી છીએ ને રાજકર્તા છીએ, એટલે તેઓ જે કાંઇ કરે તેના પર વહેમ રાખીએ, આ બેઉ વહેમ વચ્ચે ખોટી અથડામણ છે.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'ફ્રોલકેટ! તમે પોલીસ અમલદાર થઇને આમ કહો છો?'

જિલ્લા પો. સુપ્રિ. : 'મને મારા માણસમાં વિશ્વાસ છે. રાયસાહેબ ખરી હકીકત સમજાવે.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'હોય પણ એ હિંદુ છે ને–આખરે હિંદી તો ખરોને!'

જિલ્લા પો. સુપ્રિ. : 'ત્યાંજ વાત છે ને–હિંદીઓએ જ આપણને અહીં ગોઠવ્યા છે ને હિંદીઓ જ આપણી સત્તા સાચવે છે–આ લોકને પોતાના અંગત લાભ આગળ–કોમ–ધર્મ–કે દેશનું ભાન રહેતું નથી.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'એમને એટલા બધા પતન થયેલા માનો છો? અનેક એમાં ઊંચ ચારિત્રશાળીઓ પણ છે–આપણને સમજે છે. ને દેશની ભાવના રાખે છે.'

જિલ્લા પો. સુપ્રિ. : 'જુઓ–જો ખરી ભાવના હોય તો આપણે શું કામ સલામતીથી હરીએ ફરીએ! ઠેકાણે ઠેકાણે આપણે કાજે મોત જ ભમતું હોય–એમને એ ભાવના હજુ નથી; હવે પછી આવે તો જુદી વાત.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : ' આ કોલેજોમાંથી તેવી જ ભાવના નીકળશે, નહિ ? '

જિલ્લા પો. સુપ્રિ. : ' નીકળે તો સારૂ-સ્વ-માની હિંદુસ્થાન બ્રિટનનું સાચું મિત્ર અને મદદગાર થઇ શકશે.'

જિલ્લા મેજીસ્ટ્રેટ : ' તમારા વિચાર બહુ જ ઉદાર છે-પણ પછી આપણું શું ? '

જિલ્લા પો. સુપ્રિ. : ' આપણે તો હોઇશું જ-અમલદાર નહિ તો સલાહકાર તરીકે કે સ્હાયકાર તરીકે '—

જિલ્લા મેજિસ્ટ્રેટ : ' એમ નહિ, પણ આપણા વ્યાપાર ઉદ્યોગો ? '

જિલ્લા પો. સુપ્રિ. : ' તેમાં શું ! આ હિંદની આવક વધે તો ખરીદ વધે ને આપણો માલ વધુ વેચાય.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : ' પણ ભાઈ આ લોક જ ઉદ્યોગો નહિ માગે ને નહિ સ્થાપે ? '

જિલ્લા પો. સુપ્રિ. : ' ભલે સ્થાપે. તેમાં આપણે ને એમને વખત આવે કુનેહથી ગોઠવણ કરવી પડશે.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : ' હા, ખરૂં છે. આખરે તો આપણે ત્યાંએ શ્રીમંતો ને જમીનદારોનું જ વર્ચસ્વ છે ને ! અહીંના શ્રીમંતો ને જમીનદારોનું હિત આપણા ભેળુ કરી શકાય તો આપણો લાભ અબાધિત રહે.'

જિલ્લા પો. સુપ્રિ. : ' હું જાઉં ત્યારે ? '

જિલ્લા મેજિસ્ટ્રેટ : ' હા, પણ આ બાઇને જોવાની ઇચ્છા છે. મળાય કે વાત થાય તો સારૂં.'

જિલ્લા પો. સુપ્રિ. : ' હું વિચાર કરી રાયસાહેબને પૂછીને કહીશ.'

❦

# ૪

બે દિવસ પછી ડેપ્યુટિ પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ રાયસાહેબ યજ્ઞ–ભવનમાં પધાર્યા હતા. તેઓ સાદા ગૃહસ્થના પહેરવેશમાં હતા–તપખીરીઆ અચકન, સાંકડી પાટલૂન, કાળાં મોજાં, કેસરી સાફો.

કાળા જોડા ઉતારી યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરી બધાં જુએ ને સાંભળે તેમ ખણણ, ખણણ કરી પાંચ રૂપિયા દાનની ગાગરમાં નાંખી પોતે દેવીના દર્શનની અભિલાષા દર્શાવી. દેવી સ્તવનમાં હતાં ત્યાં સુધી ઉપર એક ખંડમાં તેઓ બેસી રહ્યા. આમતેમ ખૂબ નજર નાંખી–શેતરંજી ને ગાદી ને છાપા સિવાય તે ખંડમાં કશું જ નહોતું. દેવીની આજ્ઞા થતાં તેઓ અંદરના ખંડમાં ગયા. એક મોટી પાટ ઉપર સિંહચર્મ ઉપર દેવી બેઠી હતી. રૂદ્રાક્ષ–સ્ફાટિકની માળા સામે પડી હતી. ગેરૂઆ રંગનું ઝીણું લૂગડું શરીર પર સખત વીંટાળ્યું હતું. તેમાંથી અંગના મરોડ અને અવયવો દીપી રહ્યાં હતાં.–રાયસાહેબ આવ્યા–જરા ખચકાયા. દેવીએ સામું જોયું. પાસે આવ્યા–પાટ આગળ માથું નમાવી–હાથ અડકાડયા ને હેઠળ ભોંય પર સ્હેજ દૂર બેઠા. દેવી જોઇ રહી. તેની સ્થિર વેધક નજર અસહ્ય હતી. પાંચ મિનિટે રાયસાહેબની આંખ ઢળી પડી; પછી કાંઇક મુશ્કેલીથી તેમણે જીભ ઉપાડી.

રાયસાહેબ : ' આપની પ્રકૃતિ તો કુશળ છે ને ?'

દેવી : ' તમે કેમ અસ્વસ્થ લાગો છો ? '

રાયસાહેબ : ' નોકરીની ઓછી ઉપાધીઓ છે ? '

દેવી : ' સરકારની સેવામાં તમે ઉણપ રાખતા નથી. કહો–' રાય બહાદુર '–થશોને ? ભગવતીની ઈચ્છા છે.'

રાયસાહેબ : 'ભગવતીની દયા હશે તો સૌ સારાં વાનાં થશે.'

દેવી : ' સાહેબ લોક કેમ છે ? '

રાયસાહેબ : ' તમારી ખબર પૂછે છે ! '

દેવી : ' મારી કાળજી કરે તે કાંઇ ઓછું છે–તમે કેવી ખબર આપી ! '

રાયસાહેબ : ' હજી મને કયાં ખબર મળી છે કે કાંઇ આપું.'

દેવી : ' અહો હો ! એ કાંઇ તમારા જેવા નિપુણ અમલદારને મેળવવી અઘરી નથી.'

રાયસાહેબ : ' એ પણ ભગવતીની કૃપા હોય તોજ મળે.'

દેવી : 'કેમ ધર્મકાર્ય તો કરો છો ને ? '

રાયસાહેબ : ' નિત્યનિયમમાં કદીએ ઉણપ નથી.'

દેવી : ' સ્તવન કાજે એક સુંદર શ્લોક મને સાંભરે છે. હું આપું.' દેવીએ સ્લેટ લીધી–પેન લીધી–ને પાંચ મિનિટ કાંઇ લખ્યું–ને રાયસાહેબને આપ્યું. તેમણે ધ્યાનપૂર્વક વાંચ્યું અને સ્લેટ પાછી આપી-સ્લેટ પરનું લખાણ દેવીએ ભૂસી નાંખી સ્લેટ લોટામાંથી જળ લઇ સાફ કરી.

દેવી : કેમ ' તમારે યોગ્ય છે ને ? '

રાયસાહેબ : ' વાહ અદ્‌ભૂત છે–મેં કહ્યું કે ભગવતીની કૃપા હોય તો સાનુકુળ થઇ જાય–'

દેવી : ' કાંઇ પ્રસાદ લેશો.'

રાયસાહેબ : ' ના–દેવી–ના–'

દેવી : ' વળી આવજો–યજ્ઞને તમારી રક્ષાની જરૂર છે, તો કેમ તમે જણાતા નથી ?'

રાયસાહેબ : ' હા, હા. ધર્મ અને સમાજની રક્ષા કરવાની તો અમારી ફરજ છે. સરકાર તેની ખાસ કાળજી રાખે છે. આપ હમણાં તો રહેશો ને ?'

દેવી : ' રાયસાહેબ, હું તો ભગવતીની ઇચ્છાની નિમિત્ત છું. કોણ, ક્યાં રહે છે ને જાય છે. ભગવતીની ઇચ્છા થશે તો તમને ક્યાં ખબર નહિ પડે-તમારે જ રક્ષા કરવાની છે.'

રાયસાહેબ : ' દેવી, મને રજા ?'

રાયસાહેબ નમ્યા અને ગયા–

આખો વાર્તાલાપ એક સમસ્યા હતી–રાયસાહેબ ગંભીર ચહેરે બહાર નીકળ્યા પણ ટાંગામાં બેઠા પછી તેમનો ચહેરો પ્રફુલ્લિત થઇ ગયો.

ખંડમાં દેવી અનિમિષ નયને સ્ફાટિક–રૂદ્રાક્ષની માળા સામે જોઇ રહી હતી.

ખુલ્લા દ્વારમાં શાસ્ત્રીજી ક્યારનાએ આવી સ્તબ્ધ ઊભા રહ્યા હતા.

થોડીવારે દેવીએ આંખ મીંચી ને ઉઘાડીને શાસ્ત્રીને જોયા.

દેવી : ' પધારો શાસ્ત્રીજી–મેં જોયા નહિ.'

શાસ્ત્રીજી : દેવી, હું તો યજ્ઞ પાસે હતો; પણ પેલા પોલીસના રાયસાહેબનો જતી વખતે ગંભીર ચહેરો જોઇ પૂછવા આવ્યો કે કાંઇ હરકત તો નથીને !'

દેવી : 'શું હરકત હોય-શાસ્ત્રીજી ?'

શાસ્ત્રી : (જરા ખચકાતા) 'આ બધા સરકારવાળા જાણો છો ને દેવી-તેમને જરાજરામાં રાજદ્રોહની ગંધ આવે છે. જરા ધર્મ કાર્ય હોય તો પણ તેમને તો શંકા ને શંકા !'

દેવી : 'શાસ્ત્રીજી, રાજકર્તાનો ધર્મ રાજ રક્ષા પાળે એમાં જ શોભા છે.'

શાસ્ત્રીજી : 'પણ ધર્મમાંએ શંકા અને અંતરાય !'

દેવી : 'શાસ્ત્રીજી, શંકા અને રાજનીતિને મોસાળિયું સગપણ છે એટલે તે સ્વાભાવિક જ છે પણ તેથી ધર્મકર્તાઓની નિશ્ચળતા શું કરવા અસ્થિર થાય !'

શાસ્ત્રીજી : 'ના, ના-પણ મારે તો કાંઇ નહિ-પણ આ બીજા બ્રાહ્મણોને દહેશત લાગે !'

દેવી : (સખત અવાજે) 'શાસ્ત્રીજી-તો ભારતના બ્રહ્મકુળમાં આટલું જ દૈવત રહ્યું છે, એમ મને મનાવો છો ?'

શાસ્ત્રીજી : 'દેવી, દેવી !'

દેવી : 'જે બ્રાહ્મણોએ સિંહાસનો સરજ્યાં ને પીંખ્યાં, જેમણે માનવતાનો મહા નાદ કર્યો અને વેદાંતના સનાતન સત્ય જગતને અર્પ્યાં-તેમના વારસો શું આટલા દુર્બળ મનના છે ? તો-તો-બ્રહ્મ-દેવોએ જળ-સમાધિ કરવી-સાધુઓએ કટારી ખાવી અને મંદિરોએ દ્વાર બંધ કરી મૂર્તિઓનું પોતે જ ખંડન કરવું.'

શાસ્ત્રીજી : (હાથ જોડી) 'મા, દેવી-કોપ ન કરો !'

દેવી : 'શાસ્ત્રીજી, આ મંદિરોમાં મૂર્તિઓ છે, તેને શું તમે રમકડાં સમજો છો ! તેને વાઘા પહેરાવી-વિવિધ ભોગ

ધરાવી-જગત પાસે નાણું ઉધરાવી તમે તમારા વ્યવહાર-ધર્મને નામે સાચવો છો. તે સિવાય તમને મૂર્તિઓમાં કે મંદિરોમાં કાંઈ અન્ય સમજાય છે-દેખાય છે?'

શાસ્ત્રીજી, તમે તો વયોવૃદ્ધ છો-વડિલ છો-શાસ્ત્રી છો, આ પત્થરના આકારમાં શું છે? એની પ્રતિષ્ઠા યોગ્ય થઈ હશે કે કેમ તે કોણ જાણે-પણ એ પત્થરને તેની આકૃતિમાં મૂર્તિ સરજાય છે. ને તે મૂર્તિ શું છે! મૂર્તિનો આદર્શ અને આદેશની પ્રતિમા થઈ રહે છે. તેમાં ભાવના અને કલ્પના પ્રાણ પૂરે છે! શાસ્ત્રીજી, જગદંબા અને જગદીશનાં અનેક સ્વરૂપ છે. કાળ અને સમય અનુસાર તેમના સ્વરૂપમાં ફેર થાય છે. આજે તેમના સ્વરૂપમાં કદરૂપપણું ને વહેમીપણું અને વેવલાપણું છે. નથી સૌંદર્ય કે શ્રદ્ધા કે શક્તિ: સમજ્યા? તેથીજ આ 'શક્તિયજ્ઞ' કલ્પવો પડયો ને ઉજવવો પડયો.

તમારા જેવા જ્ઞાની તેનો ગુહ્યાર્થ નહિ સમજે તો કોણ સમજશે-રાજ રાજનું કામ કરે જાય, ને બ્રાહ્મણો, તેમનું કામ કરે જાય તેમાંજ ધર્મ છે. તે સિવાયનું સર્વ અધર્મ.

શાસ્ત્રીજી : 'હમે તો નિરંતર હમારા કાર્યમાંજ રહીએ છીએ.'

દેવી : ( કટુતાથી ) 'હા, પરણાવવાના, શ્રાદ્ધ કરાવવાના, દક્ષિણા લેવાના, બાધા માનતા કરાવવાનું અને લોકમાં વહેમ અને દુર્બળતાની વૃદ્ધિનું કાર્ય તમે સર્વે ઠીક કરો છો.'

શાસ્ત્રીજી : 'દેવી, આપ કાંઇ સ્પષ્ટ કહેશો?'

દેવી : 'મોદક અને પ્રમાદ-એ આધુનિક બ્રાહ્મણોનું જીવન છે-તેમને શું કહેવાનું હોય?'

શાસ્ત્રીજી : 'દેવી આપ કોણ છો-શું આદેશ છે.'

. દેવી જરા ફરી. આંખમાં આર્દ્રતા આવી ગઇ–દષ્ટિમાં તેજ આવ્યું–તે બારીની બહાર જરા જોઇ રહી. ગળું ખંખાર્યું ને કહ્યું—

દેવી : 'શાસ્ત્રીજી, હું કોણ છું ? મને જ ખબર નથી. પણ ભારતભરમાં ભમું છું અને રડું છું. લોકના માનસની કંગાલિયત મને અકળાવે છે. જનતા હૃદયની કૃપણુતા મને કંપાવે છે. શ્રીમંતોની જડતા અને મૂઢતા મને મુંઝવે છે અને તમે–હમારા ગુરૂઓ અને દેવોના રૂપ–તમારી દીનચર્યા–તમારી ભિક્ષાવૃત્તિ–તમારી સમાજ નીતિ–તમારી દષ્ટિની અંધારી મને રોવડાવે છે.'

દેવીની આંખમાંથી એક આંસુ ટપકે છે. વૃદ્ધ શાસ્ત્રી પહોળી આંખે જુએ છે. તેનાથી છાતી પર હાથ મૂકાઇ જાય છે. દેવી બોલે છે—

દેવી : 'તમે ભારતના વિદ્વાનો ને બ્રાહ્મણો,' મહર્ષિ વશિષ્ઠનું કુળ કેમ ઉન્નત કરતા નથી ? તમે કેમ નવસમાજ સર્જતા નથી ? તમે કેમ થીજી ગયા છો ? તમો સર્વેને શું થયું છે ?'

શાસ્ત્રીજી : 'દેવી–મને ક્ષમા કરો–હું કહું, કોઈ કોઈ વખતે વિચાર આવે છે ને દાબી દઉં છું–વિચારથી કષ્ટ થાય છે, ઉપાય સુઝતો નથી, કર્મ જડતું નથી અને ભાવના દાબી દઇ–નિત્યકર્મમાં દટાઇ રહું છું !'

દેવી : (વીફરેલી વાઘણ માફક દંતાવલિમાંથી, સ્થિર પણ મંદ, શબ્દો નીકળે છે)–'આ શબ્દો મારકંડ–વેદજ્ઞ–નો વંશજ બોલે છે ! આ શબ્દો જેના પૂર્વજોએ પાટલીપુત્ર આ યજ્ઞ કરાવ્યા હતા–જેના વડિલોએ નવાબીને નિર્મળ કરી હતી–તે બોલે છે ?'

શાસ્ત્રીજી : (આશ્ચર્યથી અકળાઈ) 'દેવી, દેવી! તમે જાણો છો–મારૂં કુળ જાણો છો. ઓ જગદંબા! તમે કહો–તમે કોણ છો? હું પાયે પડું છું.'

શાસ્ત્રીજી પગે પડવા જાય છે, તેને હાથના ઈશારેથી ના કહી.

દેવી : 'શાસ્ત્રીજી–કોણ, કોણ છે તેં જાણવાની ને જોવાની મારી ધર્મનીતિ છે: 'હું કોણ છું તે જાણવા કરતાં સમજવાની, જેમના હૃદયમાં–વેદ અને ભારત–વસેલું હોય–તેની–વેદના હોવી જોઈએ. હું તો ગંગામાનો એક રેલો છું. ભારતની સંસ્કૃતિ શીખરેથી ભૂમિના પ્રદેશમાં સંચારવા મથું છું. સંસ્કૃતિની ગંગોત્રી–સરસ્વતિ અને શક્તિ–દ્વારા ભારતમાં રેલાવાનું કાર્ય તો શાસ્ત્રીજી-તમારા જેવા બ્રહ્મદેવોનું છે. ઘેર ઘેર અને ગામેગામ તમો છો–કથાઓ છે–કીર્તિનો છે–વીરા અને બલિદાનની ભાવના ક્યાં શોધવાની છે. ફક્ત તમારામાં જ તે નવપલ્લવિત થાય તો ભારતમાં નવા પ્રાણ આવે. તમે બ્રાહ્મણો નહિ સમજો તો કોઈ શું કરી શકશે?'

શાસ્ત્રીજી : 'દેવી, મને તમે નવી આંખ આપી છે. મારા હૃદયમાં તમે દીવી પ્રગટાવી છે–મને આજ્ઞા કરો.'

દેવી : 'શાસ્ત્રીજી–બે દિવસ વિચાર કરો. ભગવતીને આરાધો–તેનો આદેશ તમને હૈયામાં સંભળાય તો જ ત્રીજે દિવસે મળજો–જય જય.

## ૫

જિલ્લા મેજીસ્ટ્રેટને બંગલે જિલ્લા પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ તેની સાથે વરંડામાં વાત કરતો બેઠો છે.

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'તમને કાંઇ ખબર મળી ?'

જિલ્લા પો. સુપ્રિ. : 'રાયસાહેબે મેળવી છે તે લાવશે.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'એ સાચી હશે તેની શી ખાત્રી ?'

જિલ્લા પો. સુપ્રિ. : 'આપણને જે કાંઇ ખબર મળે છે તે સાચી હોવાનું માની લઇને જ વહીવટ ચાલે છે.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'તમને કાંઇક વંચાવું-એક કાગળ આવ્યો છે તેના પર કંકુના છાંટા છે-ને રાતી શાહીએ લખેલા છે--જિલ્લા પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ ધ્યાનથી વાંચે છે.

જિલ્લા પો. સુપ્રિ. : 'આ બાઇ અદ્દભૂત છે.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'મને તો બહુ ખેલાડી છે એમ લાગે છે.'

જિલ્લા પો. સુપ્રિ. : 'તમે એનું જીગર અને વિચાર તો જુઓ.'

જિલ્લા મેજીસ્ટ્રેટ : 'She Seems Quite an adventuress-કોઇ પક્કી ઠગ દેખાય છે.'

એટલામાં ટાંગો કંપાઉન્ડમાં દાખલ થઈ આઘો ઉભો રહે છે ને રાયસાહેબ આવે છે ને સલામ ભરી બેસે છે.

જિલ્લા પો. સુપ્રિ. : 'કેમ રાયસાહેબ, તમારી તપાસમાં શું નીકળ્યું ?'

રાયસાહેબ : 'કાંઈ ખાસ જાણવા જોગ નથી.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : '( ભવાં ચઢાવી ) તમે કાંઇ ભાળ મેળવી શક્યા નથી.'

રાયસાહેબ : 'મેં બને તેટલી ભાળ મેળવી હતી. પછી હું જાતે એને મળવા ગયો-કલાક ખોટી કરી મને મળીને મેં પૂછ્યું ત્યારે હસીને કહ્યું-કે તમારી ભાળ ખરી છે. તેમાં આટલી તકલીફ કેમ લીધી ? પહેલે દિવસે જ મને પૂછ્યું હોત તો હું કહેત.'

જિલ્લા પો. સુપ્રિ. : 'શું રિપોર્ટ છે ?'

રાયસાહેબ : 'એ બાઈ કોઇ સાધ્વી છે-ધર્મ કાર્ય કરતી ફરે છે. હિંદુ શાસ્ત્ર શીખી છે-બ્રાહ્મણો સાથે ચર્ચા કરે છે-દેશમાં પગે-ગાડીમાં મુસાફરી કરે છે ને કોઇ વખત આવા યજ્ઞો કરાવે છે. એ અહીં ચાલતી આવી હતી. કોઇ ટ્રેનમાં નથી આવી. આવ્યા પછીની હકીકત જાણી છે. ક્યાંથી આવી તેની ખબર એમ છે કે, તે બનારસમાંથી આવી-ત્યાં તે કેટલોક વખત રહી હતી. પછી ત્યાંથી નીકળી ગઇ. ને પછી ચાલતી ચાલતી અહીં આવી-એનું નામ કોઇ કહેતું નથી પણ બનારસમાં એને જાહનવી મૈયા તરીકે બધાં આલેખતાં હતાં. બનારસમાં તે હરદ્વારથી આવી હતી, એમ કહેતી હતી. ધર્મક્રિયા-યજ્ઞ અને પૂજન તથા આખ્યાનો કરે છે.

જિલ્લા પો. સુપ્રિ : 'આ બધુ તો દેખીતું છે; એનું ગુપ્ત રહસ્ય શું છે તે જાણવાનું છે.'

રાયસાહેબ : '( આંખ પહોળી કરી ) મને સમજાયું નહિ સાહેબ.'

જિલ્લા મેજીસ્ટ્રેટ : 'એ બાપ્રે રાજ વિરૂદ્ધ કાંઇ બોલે છે–કાંઇ–ખટપટ કરે છે–તેનું વલણ શું છે–તેના વિચારો શું છે !'

રાયસાહેબ : 'એણે રાજકીય પ્રવચન અહીં કર્યું નથી. બનારસમાં પણ કર્યું નથી તેમજ રાજકીય જીવનના પુરૂષોને તે મળી નથી ને કોઇ સાથે વાત કરી નથી.'

જીલ્લા મેજિસ્ટ્રેટ : 'તમે કેમ આમ તદ્દન બોઘા જેવી વાત કરો છો ? વકીલ મંડળના આગેવાનોને તેણે હિંદુ ધર્મમાં સુધારા કરવા કહ્યું–અને સ્રીઓના હક્કની મનુસ્મૃતિની ચર્ચા કરી, ધારાસભામાં કાયદો લાવવા કહ્યું. મને મી. સહાય, નવા વકીલ છે તેણે ખાસ કહ્યું. વિદ્યાર્થિઓ તેને મળ્યા–તેમની સાથે તેણે શારીરિક સુઘડતાની વાત કરી. શારીરિક નિરોગીતાની જરૂરિયાત કહી. બ્રહ્મચર્ય પર ભાર મૂક્યો ને વ્યાયામ કરવા કહ્યું. એક વિદ્યાર્થીએ પ્રોફેસરને રિપોર્ટ આપ્યો ને તેમણે મને મોકલાવ્યો છે. આ બધું શું છે ? સાધુને વળી કાયદો અને વ્યાયામ સાથે શી નિસ્બત :'

રાયસાહેબ : ( જરા હસીને ) 'આપ અમારા ધર્મની હકીકતથી અજાણ છો–રજા હોય તો કહું.'

જિલ્લા પો. સુપ્રિ. : ( અધિરાઇથી ) 'બોલો, બોલો.'

રાયસાહેબ : 'હમારા ધર્મમાં સાધુની ફરજ જે કોઈ મળે તેમને સંસ્કાર અને સ્વકર્મના વિચાર–આચાર–શીખવવાની છે; અમારા મંદિરોમાં ભજન–કીરતન–કથા છે–ને સાહિત્ય–કાવ્ય સંગીતના ધાર્મિક રૂપ છે-ધર્મ અને સમાજ અમારામાં સંકળાયલો છે. અને અમારા મંદિરોમાં અખાડાનો રિવાજ તો

પુરાણો છે. ધર્મ અને મંદિરોના રક્ષણ અંગે-ત્યાં જુવાનો અને પુરૂષો શરીરને કેળવતા અને કસતા.

જિલ્લા મેજીસ્ટ્રેટ : 'પણ તે તો મુસલમાનોના જુલમને લીધે હતું. હવે અંગ્રેજી રાજ્યની સલામતિમાં તેનું શું કામ છે?'

રાયસાહેબ : 'મુસલમાનો તો ઠીક પણ હમારા રાજાઓની આંખ પણ મંદિરોના ખજાના ને દ્રવ્ય પર કયાં પડતી નથી? એ પ્રથા હતી. હવે કૃપાવંત સરકારના રાજ્યમાં તે ભય નથી; તેથી પ્રથા શિથિલ થઇ છે-પણ હમણાં પાછી તે ચાલુ કરવાનું વાતાવરણ છે.'

જિલ્લા મેજીસ્ટ્રેટ : 'શું કરવા તે ચાલુ કરવી?'

રાયસાહેબ : 'હમારા જુવાનોના શરીરો નબળા પડી જાય છે ને વહેલા લગ્નની રીત છે. સંસારનો ભાર બહુ રાખે છે ને જુવાનો સશક્ત ન હોય તો વહેલા મરી જાય છે ને વિધવાઓ વધે છે. ને વિધવાની હાય અમારા સમાજને લાગે. એટલે વિધવાની સંખ્યા વધતી અટકાવવા પુરૂષોની તંદુરસ્તી-આરોગ્ય-શરીર-સારૂ સબળ હોય. માટે સમાજમાં આ પ્રવૃત્તિ શરૂ કરી છે-મારા છોકરાને હું અખાડામાં મોકલું છું. બે વર્ષ પહેલાં તદ્દન નબળો હતો. હવે કાંઇક ઠીક થયો છે. ૧૮-૧૯ નો થશે કે હજુર પાસે લાવી સરકારને સોંપીશ.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : '(ખુશ થઇ) 'જરૂર લાવજો. હમારૂં બનતું કરીશું. હું આજે જ નોંધ કરૂં છું. તેનું નામ શું.'

રાયસાહેબ : 'જ્વાલાપ્રસાદ-જી, હવે કાંઇ ફરમાન છે?'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'હા, જરા આ કાગળ એ સાધુબાઇએ મોકલાવ્યો છે તે મેં કારકુન પાસે વંચાવ્યો પણ તમે બરાબર સમજાવો. તરજુમો બરાબર છે કે?' (કાગળ આપે છે.)

રાયસાહેબ : (એક વખત વાંચી જાય છે, ફરી ધીમે ધીમે વાંચે છે) 'સાધુબાઈનો સરસ વિચાર છે– સાહેબ!'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'હા, રાજ્ય તરફ પ્રેમ અને રૈયતના ધર્મની કાળજી. રાજ, સમાજ અને ધર્મની રક્ષા કરે, ને ધર્મ રાજતંત્રને પોષે–તે સરસ સિદ્ધાંત છે. એમ લખ્યું છે– બરાબર વાંચો–'

રાયસાહેબ : [પત્ર વાંચે છે]

**માન્યવર સાહેબ,**

'મારી સરકાર ચિંતા કરે છે ને આપની પાસે ભાળ કઢાવે છે તેનો હું ઉપકાર માનું છું. રાજ્યની ફરજ છે કે, ધર્મની રક્ષા કરવી ને વૃદ્ધિ કરવી. ધર્મની ફરજ છે કે, રાજ્ય સુરક્ષિત રહે તે કાજે રાજની અને રાજકર્તાને બોધ કરવો. અંગ્રેજી અમલમાં ભારતવર્ષ સલામત છે ને પ્રજામાં શાંતિ છે. પ્રજાને કેળવણી આપવાના આપના શુભ પ્રયાસો પ્રશંશનિય છે–પણ અમારી કંગાલિયતનું દુઃખ દોહ્યલું છે. આપ રાજના સ્થંભ છો–હમારી નિર્ધનતાનો કાંઇ ઇલાજ કરો. હમારી પ્રજા સુખી હશે તો રાજને આશીર્વાદ આપશે–ને રૈયતમાં બળ હશે તો રાજસત્તા પડખે લડશે. વિલાયત અને હિંદ જગતની બે આંખો થાય અને એક શરીર થાય તો માનવતાનાં નવાં મૂલ્ય અંકાશે, ને હમારા દેશની ને આપના દેશની સંસ્કૃતિ અને સમૃદ્ધિનું મિલન જગતમાં નવો શાંતિયુગ લાવશે, પણ અમારી સ્થિતિ આજે નિરાધારીની છે.'

'આપના ઉપરની સત્તાધિશો સમક્ષ દેશભરમાં ભમતી એક સાધુ બાઇની આ વાંચ્છના મૂકી–અમારી રાંકડી પ્રજાના ઉદ્ધાર કાજે કાંઇ વિનંતિ કરૂં છું.'

'બ્રિટન ભારતને સબળ કરે અને મહાન થાય એ મારી પ્રભુપ્રાર્થના છે.

લી. ભગવતીની દાસી
માનવીદેવીના આશીર્વાદ

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'આ સાધુબાઇ અમને શિખામણ આપે છે.'

જિલ્લા પો. સુપ્રિ. : 'એની શિખામણ તદ્દન સાચી છે.'

રાયસાહેબ : 'હું કહું તો ક્ષમા કરજો પણ આવી ઉતમ રાજપ્રિયતાની શાખ અમારા આદર્શ ધર્મવાળા સાધુઓની ફરજ છે, અંગ્રેજી રાજ્ય અને અમારા દેશનું ભવિષ્ય, સુખ અને સમૃદ્ધિમાં એક રહે તેનાથી વિશેષ કેવી વફાદારીની ભાવના હોય !'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'તમે આને વફાદારીની ભાવના તરીકે ગણાવો છો ?'

રાયસાહેબ : 'હા–સાહેબ. હું એમજ માનું છું.'

જિલ્લા પો. સુપ્રિ. : હું એને High policy સર્વશ્રેષ્ઠ રાજનીતિની ઊંચ સિદ્ધાંત–શ્રેણી કહું છું.'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'ઠીક રાયસાહેબ, આપ સિધાવો, ખબર રાખતા રહેજો.'

રાયસાહેબ ગંભીરતાથી જાય છે, ટાંગો કંપાઉન્ડથી બહાર નીકળે છે ને તેમના મ્હોં પર સ્મિત ફરકે છે. 'ખરેખર દેવી અદ્દભુત છે.'

બંગલામાં જિલ્લા પો. સુપ્રિ. જેવા ઊભા થાય છે ને જિલ્લા મેજિસ્ટ્રેટ તેમને વિદાય આપવા ખુરશીપરથી ઊઠે છે- બેઉ વાત કરતાં કરતાં બંગલાના પગથિયા પર ઊભા રહે છે.

જિલ્લા પો. સુપ્રિ. : 'હવે કાંઈ છે?'

જિલ્લા મેજિસ્ટ્રેટ : 'ના, હમણાં તો નથી.'

જિલ્લા પો. સુપ્રિ. : 'આ કાગળ તમે કુલકત્તે મોકલાવોની, ઠીક પડશે.'

જીલ્લા મેજિસ્ટ્રેટ : 'બરાબર, એ ઠીક કહ્યું. હું આજે-કૉનફીડેન્સીએલ–ચીફ સેક્રેટરીને મોકલાવું છું.'

જિલ્લા પો. સુપ્રિ. : 'સારૂં, હું પણ આઈ. પી. જી. ને રિપોર્ટ કરૂં છું.'



૬

યજ્ઞની પૂર્ણાહૂતિને થોડાક જ દિવસ બાકી હતા. દેવીએ ચર્ચા કાજે બપોરનો સમય રાખ્યો હતો. આ પ્રસંગે અનેક તેને જોવા, નાણી જોવા–સમજવા, કુતૂહલથી, શ્રદ્ધાથી, વિચારથી–કે શંકાથી આવ્યા, વાતો કરી અને દેવીની વિચક્ષણતાથી વિસ્મય થઇ ગયા.

કોલેજના વિદ્યાર્થીઓ આવ્યા–આઠેક જણ દેવીની પાસે ગયા–દેવીએ સ્મિતથી સામું જોયું ને તેઓ બેઠા.

એક વિદ્યાર્થી : ‘ આધુનિક સમયના આવા યજ્ઞથી દેશને શો લાભ છે? ’

દેવી : (હસીને) ‘ તમે ભણો છો ને પરીક્ષા કાજે શરીર ગુમાવો છો તેથી દેશને શો લાભ છે–તમે કાંઇ નોકરી કરશો–તમે કાંઇ ધંધો કરશો–પછી, તેથી દેશને શું? ’

બીજો વિદ્યાર્થી : ‘ અમારી દેશસેવાની ઇચ્છા છે.’

દેવી : ‘ શી રીતે! શું કરશો! ’

ત્રીજો વિદ્યાર્થી : ‘ આપજ કહોને? ’

દેવી : ‘ તમે ભણી ડીગ્રી મેળવશો–તમે વિદ્વાન છો. વિદ્વાનને મારે શું કહેવાનું હોય! તમે જ વિચારી લેજો.’

ચોથો વિદ્યાર્થી : ‘ અમારે માર્ગદર્શનની ઇચ્છા છે.’

દેવી : 'એ તો તમારા હૃદયની ઇચ્છા થશે તો તુરતજ સમજાશે.'

પાંચમો વિદ્યાર્થી : 'એટલે અમને શું દેશસેવાની ઇચ્છા નથી ?'

દેવી : 'તમને પેટમાં ભૂખ લાગે છે, ને અપવાસ કરો ત્યારે જે ટળવળાટ લાગે છે, તે ખબર છે ?'

બે ચાર વિદ્યાર્થીઓ : 'હા, જાણે ક્યારે કાંઇ પેટમાં નાખીએ, એમ થાય.'

દેવી : 'તો દેશપ્રેમ કાજે આવી જાતના હૈયાની ભૂખ થશે ત્યારે-હોય તોજ-તમે ચોકસ કાંઇ કરી શકશો.'

એક વિદ્યાર્થી : 'પણ કરવું શું ?'

દેવી : 'તમે કોલેજમાં શું કરો છો ?'

બીજો વિદ્યાર્થી : 'ભણીએ છીએ.'

દેવી : 'શું કરવા ભણો છો ?'

ચોથો વિદ્યાર્થી : 'જ્ઞાન મેળવવા.'

દેવી : 'એટલે તમને જ્ઞાન નથી તે સંપાદન કરવા કાજે અભ્યાસ કરો છો ને ?'

પાંચમો વિદ્યાર્થી : 'હાસ્તો.'

દેવી : 'ને તે પછી તેનો ઉપયોગ શો ?'

ત્રીજો વિદ્યાર્થી : 'અમારી સ્થિતિ સુધારવા—સારી કમાણી કરવા.'

દેવી : 'ઠીક, તો જ્ઞાન અને સંપત્તિ સંપાદન કરવા તમે ઉત્સુક છો, એ તો સ્પષ્ટ છે.'

બધા વિદ્યાર્થીઓ : 'હા—જરૂર.'

દેવી : 'તો તમારા શિક્ષકો તમને બરાબર જ્ઞાન આપે નહિ ને તમારા સ્નેહિઓ સંબંધીઓ શિક્ષણમાં અને સંસારમાં તમને હળવા સ્હાય ન કરે તો તેને શું કહો ?'

બે વિદ્યાર્થીઓ : 'તેઓ ભૂલ કરે- અમારા પ્રત્યેના ધર્મમાં ચૂકે.'

દેવી : 'માણસ કંજૂસ હોય તો તેના પર તમને કેવી લાગણી થાય ?'

એક વિદ્યાર્થી : 'અમને હસવું આવે છે-ને તિરસ્કાર થાય છે.'

દેવી : 'તો પછી મને કે સર્વને તમારા પર હસવું આવવું જોઇએ કે તિરસ્કાર થવો જોઇએ ?'

બધા વિદ્યાર્થીઓ : 'વાહ-શું કારણ ?'

દેવી : 'તમે કેળવણી પામો છો-જીવન સુધારો છો પણ તમે તે કંજૂસાઇથી એ તમારી કનેજ રાંખો છો, તમારા જ સુખનો વિચાર કરો છો.'

એ વિદ્યાર્થી : 'કંજૂસ કેવી રીતે ? હમે શું કરીએ ?'

દેવી : 'તમારૂં જ્ઞાન તમે બીજાને આપો તો જ કંજુસ નહિ. તમારે કરવાનું તે એ કે જે તમે મેળવો છો, તે તમે બીજાને ખુશીથી આપો-જ્ઞાન અને જ્ઞાન વડે જીવન સુધારવાની ઇચ્છા અને સાધન-હવે સમજાયું ?'

પાંચમો વિદ્યાર્થી : કટાક્ષથી 'એટલે હમારે બધાએ માસ્તર થવું ?'

દેવી : 'ના-ને-હા; ના-એટલે દરેક પોતાને પસંદ પડે તે વ્યવહાર કે ધંધો લેવો-હા-એટલે દરેક નિયમ કરવા કે હું રોજ એક કલાક પાંચ જણને મફત જ્ઞાન-દીક્ષા દઇશ.'

બધા વિદ્યાર્થીઓ : 'જ્ઞાન-દીક્ષા એટલે શું ! ચર્ચા કરીએ ?'

દેવી : 'ચર્ચા સમજશે કોણ ? જ્ઞાનદીક્ષા એટલે અક્ષર-જ્ઞાન-ને જ્ઞાન રસજ્ઞતા-જ્ઞાન મેળવવાની જિજ્ઞાસા, વાચનની વાંચ્છના, અભ્યાસની આદત એ બધું તમે દરેક કરી શકો છો. તમારે ત્યાં નોકરથી માંડીને ફળિયાના-અભણ-માણુસ સુધી તમારાં વર્તુલ ગોઠવી શકો. તમારે ત્યાં રાત્રીશાળા રાખો-સૌને શીખવો ને સમજાવો-વાંચતાં-લખતાં કરો. પછી વિચાર કરતાં ને વાત કરતાં શીખવો. પ્રશ્ન પૂછતાં અને નિરાકરણુ કરતાં શીખવો. માહિતી અને બુદ્ધિ કેળવો અને વિચારપૂર્વકના નિર્ણયો કરી મક્કમ રહેતાં શીખવો. આનું નામ જ ચારિત્ર-સર્જન. તમારામાં તે સિદ્ધ કરો અને સહવાસથી તેની દીક્ષા આપો.'

ત્રીજો વિદ્યાર્થી : તમે આને દેશ કાર્યજ કહો છો ?'

દેવી : 'દેશ એટલે પ્રજા : પ્રજાને સમજુ અને સબળ કરવાનું કાર્ય એજ દેશ કાર્યનું મુખ્ય અંગ.'

ચોથો વિદ્યાર્થી : 'પણ હમારે તો રાજકીય કાર્યની ભાવના છે.'

દેવી : 'રાજકીય વાત કોને કહેશો-કોણ સાંભળશે ? કોણ સમજશે ? ખાવાનાં ફાં ફાં છે ને મગજ પર મણુ મણુના પોષણુની ચિંતાના પથરો છે ત્યાં રાજકીયતા પ્રત્યે કોણુ લક્ષ આપશે ?'

પાંચમો વિદ્યાર્થી : 'આ એક માર્ગદર્શન છે. પણ આપે આ યજ્ઞનું કારણુ કહ્યું નહિ.'

દેવી : 'આ યજ્ઞ એટલે ભક્તિ-કાંઇક આદેશ કાજે આહૂતિ-તેની સિદ્ધિ કાજે અને તે નિઃસ્વાર્થ-ભાવની નિસ્પૃહાથી

કેવળ સ્વ-પણાથી પર, સાર્વજનિક હિત કાજે-એ યજ્ઞનો ભાવ છે, અને યજ્ઞની મહત્તા છે. આ 'શક્તિ-યજ્ઞ' છે અને તમને કહ્યું-જ્ઞાન એ એક શક્તિ છે; એનો-જ્ઞાનનો તમે વિદ્યાર્થીઓ દેશભરમાં પ્રજામાં મહાયજ્ઞ આરંભો-ને જુઓ કે પ્રજામાં કેવું નવું ચેતન આવે છે! વિશેષ મારે કાંઇ જ કહેવાનું નથી.'

સૌ વિદ્યાર્થીઓ ઉભા થાય છે-પાંચે જઇ પગે પડવા કરે છે-તેમના હાથ દેવી ખસેડે છે, કહે છે: 'બેટા! સામુ જુઓ.' સૌ સામું જુએ છે. દેવીની આંખમાં વેદના ને ભાવનાની ભીની રતાશ સળગતી દેખાય છે. 'તમે તો ભારતના ભાવિના સર્જકો છો! સમજ્યા! તમારો આદર્શ તો પ્રહલાદ અને સુધનવાની જેમ-સત્ય-કાજે સ્વ-જાતને વિસર્જન કરવાનો હોય-અને આપણે ત્યાં આ સમયનો ધર્મ એકજ છે. જેમાં પ્રજા દરિદ્ર છે-તેને તે જ્ઞાન અને ભાવનાનાં સીંચન તેજ આત્મ દરિદ્રતાનું નિવારણ। જાઓ અને ભારતના 'આભુષણ' થાઓ.'

વિદ્યાર્થીઓ સામું જોઇ રહે છે. ફરી પાગે પડવા કરે છે અને દેવી એક હાથ ઊંચો કરી આશિષ આપે છે અને સૌ જાય છે.

*

ત્યારપછી અડધાએક કલાકમાં વકીલો અને પ્રોફેસરો આવ્યા.

રાયબહાદુર સરકારી વકીલ; 'માતાજી! આપની કીર્તિ બહુ સાંભળી છે. આ શક્તિયજ્ઞની મહત્તા શું છે, કેમ? મી. બનવારીલાલ.'

પ્રોફેસર બનવારીલાલ: 'હાજી: પટણામાં સર્વને જિજ્ઞાસા છે.'

મી. ઇમામ : ' હું તો મુસલમાન છું. પણ હિંદુભાઈઓની ધર્મ-ક્રિયાના અભ્યાસનો શોખ છે તેથી આવ્યો છું.'

દેવી : ' આપના જેવા સુશિક્ષિત સજ્જનો આવી વાતમાં રસ લે તે જ ભારતના ઉઘડતાં ભાગ્યના ચિહ્ન થશે : મી. ઇમામ, તમે સાચા મુસલમાન હો તો કહો કે કુરબાનીનો અર્થ શો.'

મી. ઇમામ : ' પોતાના ઇમાન કાજે માણસ પોતાની જાતને આપી દે તે કુરબાની.'

દેવી : ' ઇમાન સમજાવો.'

મી. ઇમામ : ' હમારો ઈમાન તો કોરાનની 'આયતો' છે.'

દેવી : ' તો પ્રોફેસર બનવારીલાલ, તમે સંસ્કૃતના પારાંગત છો. આપણા હિંદુઓના ઇમાન, વેદ અને ઉપનિષદો છે. એના પ્રતિપાદન કાજે, એના અમલ કાજે આપણે કાંઇ કરવું જોઇએ કે નહિ ? '

પ્રોફેસર બનવારીલાલ : ' જરૂર, એ તો ફરજ છે.'

દેવી : ' તો આ યજ્ઞનો અર્થ એજ છે કે વેદ અને ઉપનિષદોનું પ્રતિપાદન; જનતામાં ધર્મનો પ્રચાર.'

રાયબહાદુર સરકારી વકીલ : ' પણ શક્તિયજ્ઞ એટલે શું ? '

દેવી : ' રાયબહાદુર, આપ અધિરા કેમ છો ?–યજ્ઞ એટલે સાર્વજનિક હિતના આદેશ કાજે સમગ્ર પૂજન–તેમાં હોમ–હવન એ ક્રિયા સંપાદન કરવા કાજે યજ્ઞની ભાવના છે.'

રાયબહાદુર સરકારી વકીલ : 'પ્રજામાં શું નથી? પ્રજા સુખી છે-દેશમાં શાંતિ છે.'

દેવી : 'પ્રજા નિરક્ષર-નિરાધાર છે-નિર્ધન છે-નિર્બળ છે-પ્રજામાં શક્તિ આવે તોજ પ્રજા ગૌરવશાળી થાય અને વિર્યવાન પ્રજા હોય તોજ રાજની શોભા છે.'

રાયબહાદુર સરકારી વકીલ : 'પણ આ તો રાજકીય હેતુ જણાય છે.'

દેવી : 'જરાય નહિ. તમારા પુત્ર-પુત્રાદીને તમે નિરક્ષર-નિરાધાર-નિર્ધન કે નિર્બળ રાખવા ઇચ્છો ? તેના નિવારણ કાજે કેટલું કરી નાંખો ! તો પ્રજાને રાજ 'પિતા તુલ્ય છે. પ્રજાનું ઉત્થાન રાજનો પિતા ધર્મ છે. તે દર્શાવવો એજ આ યજ્ઞની મહત્તા છે. એની પ્રાર્થના છે કે પ્રજામાં બળ આવો અને આપો.'

રાયબહાદુર સરકારી વકીલ : 'પણ રાજ ક્યાં નથી કરતું ?'

દેવી : 'જે કરે છે તે ઓછું છે. અંગ્રેજ રાજ જેવી સમજુ રાજસત્તાએ, પોતાનું હિત જુદી રીતે વિચારી જે કરે છે તેના કરતાં સોગણું કરવું જોઇએ.'

પ્રોફેસર બનવારીલાલ : 'પણ તેમાં કેટલો વિશાળ ખર્ચ થાય-સરકાર એ નાણું લાવે ક્યાંથી ?'

દેવી : 'આ યજ્ઞ જ તેનો ઉકેલ છે.'

મી. ઇમામ : 'એટલે શું માતાજી ?'

દેવી : 'એટલે ભાઇ, એમ કે રાજ આવા યજ્ઞ કરે અને સર્વને તેમાં સ્વેચ્છિત-સ્વયંસેવા કરવા નિમંત્રણ આપે.'

રાયબહાદુર સરકારી વકીલ : 'પણ લોક શું કરે માતાજી!'

દેવી : 'લોક યજ્ઞના ફળ આપે ને આપના જેવા જિજ્ઞાસુ સમજે ને સ્વીકારે કે કેળવાયલા સર્વનો સાચો ધર્મ–જ્ઞાનસંચાર–કેળવણી પ્રચાર છે.'

પ્રોફેસર બનવારીલાલ : 'ઠીક, ઠીક. તમે કોઇ જાતના વોલન્ટરી એજ્યુકેશનનો વિચાર જણાવો છો.'

દેવી : 'હા, અજ્ઞાન અને સંસ્કારના કાર્યમાં હજારો ને લાખો કેળવાયલા સજ્જનો પોતાનો સમય અને સાધનનો દસમો ભાગ પણ આપે તો પ્રજામાં નવું ચેતન આવે ને રાજસત્તાની મુશીબત ઓછી થાય.'

રાયબહાદુર સરકારી વકીલ : 'એ આપે શું કહ્યું?'

દેવી : 'પ્રજા અજ્ઞાન હોય તો તેને ગમે તે ગમે તેવું અવળું સમજાવાશે. પ્રજા જ્ઞાની અને સમજુ હોય તો કહેનારને પૂછીને કરનારની પરીક્ષા કરે. માટે જ રાજસત્તાની ફરજ છે કે પ્રજાને જ્ઞાન અને સંસ્કારથી સબળ કરવી કે રાજસત્તા સલામત રહે અને અસંતોષના કારણો ન રહે.'

રાયબહાદુર સરકારી વકીલ : 'આપે આ પ્રશ્નને નવે રૂપે જ મૂક્યો છે.'

દેવી : 'એજ સાચો રાજધર્મ છે.'

પ્રોફેસર બનવારીલાલ : 'પણ સરકાર તેમ કરે તેમ ક્યાં છે?'

દેવી : 'તો, જે રાજ પોતાનો ધર્મ ચૂકે, તે વિનાશને નિમંત્રે એ સૂત્ર તો ચીરંજીવી છે–અંગ્રેજી સત્તા શાણી છે–

ને સમયસર સમજે તેમ કરવા તમારા જેવા તેમના મિત્રોનો ધર્મ છે. અને રાયબહાદુર, કલેકટર સાહેબને કહેજો કે મારા પર તેમની મીઠી નજર છે તેવીજ રાખજો. અને મારી રક્ષા કરજો. ને તમે પ્રોફેસર સાહેબ, રાયસાહેબ થાઓ ત્યારે અમને સંભારજો. મારા આશીર્વાદ છે.'

બધાં જરા સંકોચાઇને નમસ્કાર કરી જાય છે. દેવી મનમાં જ બોલે છે. 'ઓ પ્રભુ—આ ભારતમાં કેવાં માંકડાં ને મગતરાં જન્મ્યાં છે. આ વિદ્યાર્થીઓનું ચિત્ત સ્થિર નહિ—ગતિ નહી—ને આ વકીલો—પ્રોફેસરો—જ્યાં અધિકારીની કૃપા કે હલકો સ્વાર્થ દેખે ત્યાં મગતરાં માફક ભમે ને ટળવળે છે. જય પ્રભુ—જય પ્રભુ!'



# ૭

ત્યાર પછી ચાર વર્ષ પૂરાં થયાં હતાં : કાળીંદ્રી એ 'શક્તિ-યજ્ઞ' ની સમાપ્તિ સાધ્ય કરી હતી: ચારે દિશામાં તે ફરી વળી હતી-જ્હાનવી મૈયાના નામથી તે જ્ઞાન અને સ્વધર્મની દીક્ષાની તારક બની હતી. સરકારી દફતરમાં એના નામની ફાઇલના થોકડા થયા હતા-છતાં રાજદ્રોહની એક છાંટ સરખી પણ તેમાં સરકારી જાસૂસો મેળવી શક્યા નહોતા: દેશભરમાં નવા વિચારના વહેણ ચઢયાં હતાં: રૂશિયા અને જાપાની વિગ્રહમાં જાપાનના વિજયથી એશિયાની પ્રજાની શક્તિ સિદ્ધ થઇ હતી. દરેક એશિયાવાસીને ઊંચુ માથું રાખવાની ઇચ્છા થતી હતી. ઇરાનમાં સળવળાટ શરૂ થયો હતો. ટુરકીમાં કમિટિ ઓફ્ યુનિયન અને પ્રોગ્રેસમાં નવા પ્રાણ આવ્યા હતા. અને અનવર પાશા તેનો પ્રણેતા હતો-ચિનમાં સૂન-યાટ-સેનની પાદશાહતને પદભ્રષ્ટ કરી પ્રજાસત્તાક સ્થાપવાની યોજના મૂર્તિમંત થતી હતી. હિંદ પર બ્રિટિશ સામ્રાજ્યશિરોમણી લોર્ડ કરઝનનું અનેરૂ વર્ચસ્વ હતું. હિંદી સ્ત્રીની ઇજ્જત ખાતર તેણે બ્રિટિશ પલટણોને બરતરફ કરી હતી. દુકાળમાં તેણે જાતે ફરી રાહતને વિકસાવી હતી. છતાં તેણે યુનિવર્સિટીઓને જેર કરવા કાયદો ઘડયો હતો. અગમચેતીથા તેણે જનતાની ગરીબાઇ જેર કરવા કાયદો ઘડયો હતો-અગમચેતીથી તેણે જનતાની ગરીબાઇ જોઇ

કો–ઓપરેટિવ અને ખેતીવાડી ખાતાની નવી વ્યવસ્થા કરી હતી. રાજાઓ અને ઠાકોરોને તેણે તેમના ગેરવહીવટ કાજે થથરાવ્યા હતા–હૈદ્રાબાદ જઇ નિઝામને ડારી બીહારના પટા પર તેણે સહી કરાવી હતી. દિલ્હી દરબાર ભરી તેણે બ્રિટિશ સર્વોપરિતાનો 'ગર્વ ઘંટ' વગાડયો હતો. અને કરઝન દેશમાં એક અદ્‌ભુત ક્રાન્તિકારી ભાવનાનો પ્રેરક થવા સરજાયો હતો, તે ઐતિહાસિક વર્ષ હતું–સને ૧૯૦૫.

કલકત્તાના એક સ્થળના વિશાળ કંપાઉન્ડમાં કોઇ જમીનદારના ભવ્ય પ્રાસાદના ત્રીજે માળે કેટલાંક માણસો મળ્યાં હતાં.

ઓરડો સાધારણ લંબચોરસ હતો. એક ઊંચી મોટી ગાદી પર દેવી બેઠી હતી. તેની સામે છૂટા કાગળો અને ફાઇલો પડી હતી. એક ફાઇલને તે ઉથલાવતી હતી. તેમાં સરકારી લખાણ છાપ–મહોરના સિક્કા વગેરે પરથી તે સરકારી ફાઇલ છે એમ દેખાતું હતું.

જમણી બાજુએ પાંચેક ગૃહસ્થો ઊભા હતા. તેમની પડખે ગાદી પર સિતાર પડયો હતો. ને કોઇ લાહોરી ઉસ્તાદ પાસે બેઠો હતો. એમાંના એકે સિગાર સળગાવીને ધુમાડો કાઢયો. તેની ગંધ ઓરડામાં પ્રસરી અને દેવી બોલી. 'રાજાસાહેબ, આ વાસ કયાંથી આવે છે?'

રાજાસાહેબે એકદમ સિગાર કાઢી હોલવવા મસળી.

રાજાસાહેબ : 'માતાજી ભૂલ થઈ, એ તો મ્હેં સિગાર સળગાવી હતી. હોલવી નાંખું છું.'

દેવી : 'શું કરવા–જરા બહાર જઇ તમે પૂરી કરી લોને.'

ચારે જણા એક બીજા સામું જોઇ રહ્યા. થોડીવાર પછી દેવીએ તેમને બોલાવ્યા.

દેવી : ' આવો, તમે સૌ અહીં પાસે આવો.'

બધા પાસે ગયા ને ગાદીની કિનારે બેઠા. રાજાસાહેબને એક બીજાને ' અહીં બેસો ' એમ દેવીએ કહ્યું ને તેઓ ગાદી ઉપર ખસ્યા—બધાંએ સામું જોયું ને તે બોલી.

દેવી : 'કેમ ખાં સાહેબ, તમારૂં નામ તો મશહુર થયું છે ને ?'

ખાં સાહેબ : હા, અલ્લાની મહેર છે—આપની દુવા છે.'

દેવી : ' જુઓ ત્યારે તમને કાલે ' સાંભળીશું ' હાલ આમની સાથે વાત કરી લઉં.'

ખાં સાહેબ : ' તો હું રજા લઉં.'

દેવી : ' શું કરવા, તમે બેસોને ! '

ખાં સાહેબ : ' આ સાહેબ મને ઓળખતા નથી ! '

રાજાસાહેબ : ' માતાજીને જે સ્વીકાર્ય હોય તે અમને માન્ય છેજ.'

ખાં સાહેબ : ' જેવી આપ લોકોની ખુશી.'

દેવી : ' કેમ જગતશેઠ, તમારૂં કેમ ચાલે છે ! '

જગતશેઠ : (હાથ જોડી) ' પ્રભુની કૃપા છે—સાહેબ લોકમાં સારો સંબંધ છે. પાંચ પૈસાનું રળતર છે.'

દેવી : (ખડખડાટ હસે છે) ' સાંભળો છો કે બધા, આ જગતશેઠ બિચારા મજુરી કરી પાંચ પૈસા રળે છે. લોકના વ્યાજમાં ને મજુરીની મહેનતમાંથી વ્યાપારની કુનેહથી કેટલા કરોડ કર્યા વારૂ ! કહો ! '

જગતશેઠ : ' એ બધા આપનાજ છે ને ! '

દેવી : ' ને રાજાસાહેબ, બેસો ગામની જમીનદારીમાંથી નીચોવી નવી હીરાની વીંટી ઠાક લીધી છે ! ભૂખ્યા ખેડૂતોની તકતકતી આંખ સાક હજારના હીરામાં સરસ ચમકે છે ! '

રાજાસાહેબ : (વીંટી કાઢી) 'માતાજી, આ વીંટી તમારે ચરણે. એવી એક નહિ પણ અનેક!'

દેવી : 'ના, ના તમેજ રાખો. અમારે સાધુ અને સંસ્કારીઓને આવા ચમકતા પત્થરો શું કામના છે? કેમ ખાં સાહેબ!'

ખાં સાહેબ : 'હા, મૈયા—આપણા મુલકમાં તો 'હીર-હૈયાં' ની જરૂર છે. નિર્મળ—સબળ અને સર્વદેશીય-એક સો હીરા—વીર હોય તો દાયકામાં હિંદુસ્થાનને નવું બનાવીએ.'

દેવી : 'ચાલો વાત પર આવીએ!! જુઓ આ ફાઇલ તમે જોઈ-આ સ્લીપ મૂકી છે તે જોઇ જાઓ વકીલ સાહેબ' એમ કહી એક ગૃહસ્થ આગળ મૂકે છે.

દેવી : 'ને તમે પણ જુઓ—પત્રકાર મહાશય.' એઉ ફાઇલ અંદર આંખો પરોવી વાંચે છે. ને આંખ પહોળી કરે છે!

'કેમ લાગે છે' દેવીએ કહ્યું.

વકીલ ને પત્રકાર : 'ભયાનક છે!'

રાજાસાહેબ : 'આફત છે!'

દેવી : (ખડખડાટ હસે છે) 'ભય અને આફત સિવાય તમને કાંઇ દેખાતુંએ નથી ને સમજાતુંએ નથી—મને તો આ બહુજ પસંદ આવ્યું.

બધા એક અવાજે 'શું અમારા બંગ દેશના ભાગલા કરવાની આ યોજના, ભયાનક ને આફત નથી? તમે શું એને આવકારો છો મા!'

દેવી : 'તદ્દન સાચું કહું છું—મને તો એટલો આનંદ થાય છે!'

જગતશેઠ : 'આપ ગહન છો, પણ જરા સમજાવશો?'

દેવી : શું સમજાવવાનું છે? હવેજ તમારૂં પોત કેવું છે તે જણાશે–આ તો કસોટી થશે કે બંગાળ અને બંગાળીઓ કેવા છે.'

પત્રકાર મહાશય : ' હેં. હેં. એમ કેમ અર્થ કરો છો !'

દેવી : ' હારતો; હું તો આફતને આવકારૂં–આફતમાંથી જ દેશ અને પ્રજાના ' વીરબળો ' સરજાય છે–અને પ્રગતિ વહે છે.'

વકીલ મહાશય : ' આપની શું સલાહ છે ?'

દેવી : ' તમને મળશે કોણુ ? ને મળશે તો ધુતકારશે ' ને સત્કારશે તો મીઠા શબ્દો કહી સાંત્વન આપી જે ધાર્યું છે તે તો સરકાર કરે જ જશે.

વકીલ મહાશય : ' સભાઓ ભરીએ.'

દેવી : ' એમાં જ તમે શૂરા છો. જ્યાં ત્યાં વકીલો ભાષણુ કરવા કૂદી પડે. તે ઠીક છે પણુ તમે તમારા જેવાની સભાઓ ભરો તેમાં શું ?'

વકીલ મહાશય : ' ત્યારે શું કરીએ ?'

દેવી : ' જનતાને જગાડો.'

પત્રકાર : ખુશ થઇ જઇ ' બરાબર છે– Mass awakening માસ મિટિંગો કરીએ–કલકત્તા ગાજી ઊઠશે.'

ખાં સાહેબ : (દાઢી પર હાથ નાંખી) ' આપ લોકના ખ્યાલમાં તમારૂં કલકત્તા એટલે દેશ, એમ છે, ત્યાં લાચારી !'

જગતશેઠ : ' કેમ ખાં સાહેબ એમ કહો છો.'

ખાં સાહેબ : પૂછો દેવી મા ને.'

દેવી : ' ખાં સાહેબનું કહેવું ખરૂં છે. કલકત્તા જાગે તે સરસ, પણુ જનતા તો ગામેગામમાં છે–તેમને—'

રાજાસાહેબ : (કાન સવળા કરી) ' તેમને શું કહીએ મા !'

દેવી : ' લો, આ રાજા સાહેબને બીક લાગી; કે ગામડાની જનતા જાગે તો કોઇ દિવસ તેમને પણ વેઠવું પડે.'

રાજાસાહેબ : ' એમ નહિ પણ એ બિચારી લાચાર ગરીબ પ્રજા પર કોઇ આફત નંખાય તો !'

દેવી : (સખતાઇથી) ' તો તમો છો કે નહિ ? આ પેઢી દર પેઢી તમે તેમના પરસેવાના પૈસાથી અહીં મહેલ બાંધી મલીદા ને રસગુલ્લા ખાઓ છો. તે પૈસા કોના છે–તમે કે તમારા વડીલોએ ક્યાં મહેનત કરી હતી ? તમારી રૈયત પર આફત આવે તો તેની સ્હાય કાજે તમારા ધનધાન્યના ભંડાર મોકળા ન થાય તો તમારૂં કુળ લાજશે. રાજાસાહેબ !'

જગતશેઠ : ' કેમ રાજાસાહેબ શું કહો છો–છે જવાબ ?

રાજાસાહેબ : ' ઠીક, એ તો હું માતાજી સાથે વાત કરીશ. પણ તમે શેઠ શું કહો છો ?'

જગતશેઠ : ' હું શું લાવ્યો હતો ને શું લઇ જવાનો હતો ! આ બધી માયા એકઠી કરી છે, તે જે માયાએ આપી તેમને ખપમાં આવે તો સાર્થક.'

પત્રકાર મહાશય : કયી માયાએ આપી, શેઠ ?'

જગતશેઠ : ' અમારા કારખાનાના મજુરો ને શહેરના બજારો–એ માનવી માયા છે ને તેમાંથી રળ્યા. આજે છે–કાલે જાય–વેપાર છે–બોલો શું છે ?'

દેવી : ' જગતશેઠ તો એક હાથે માળા ફેરવી કીરતારનું નામ લેશે–બીજે હાથે નાણાં જોખશે. જમણે પગે નાણાને ઠોકરે મારી વેરી નાંખશે. એમનું મન તો વેરાગી છે.'

વકીલ મહાશય : ' તો આ કામમાં ફાળો આપશોને–'

જગતશેઠ : 'હાં–હાં કેટલો જોઇએ, બોલોને.'

વકીલ મહાશય : (હીંમત કરી) 'દસ વીસ હજાર તો જોઈશુંને ?'

દેવી : 'વકીલ મહાશય ! તમે બોલતાં ભૂલ્યા ! આ જગતશેઠ દસ વીસજ આપશે ને તેટલામાં તમારૂં કામ ચાલશે–કેમ જગતશેઠ ?'

જગતશેઠ : 'મા. હોય...વકીલ મહાશય છે. તીતર ત્રણ ટીપાં પાણી પીએ, ને બાજને બાવન જોઇએ.'

ખાં સાહેબ : 'હા જેવું જેનું ગજું.'

દેવી : (હસીને) 'લો વકીલ મહાશય–આ શેઠ તમારી ઠેકડી કરે છે. તમે તો કહો, તમો શું આપશો ?'

વકીલ મહાશય : 'હું, હું. કેટલું આપું ?'

રાજાસાહેબ : 'હમારી પાસેથી ફી તો હજારોની લો છો. દસ હજારની માસિક આવક છે.'

પત્રકાર મહાશય : 'પણ તેમાં પાછો નાચરંગ–મિજલસનો ખરચ હોયને !'

દેવી : 'લો, કહો તો ખરા !'

વકીલ મહાશય : 'હું હજાર આપીશ ને જ્યારે મને કહેશો ત્યારે હાજર થઇશ.'

દેવી : (કટાક્ષથી) 'ને લોકમાં યશ મેળવી–વકીલાતમાં વધારે કમાઇશ–હજાર તો વસૂલ થઇ જશે ! કેમ ?'

વકીલ મહાશય : 'મા, આમ કહો છો !

દેવી : 'તો તમને પાંચ હજાર આપતાં શું આંચકો આવે

છે? ને કલકત્તામાંથી કામ શરૂ થાય. પણ બહાર નીકળવું પડશે, સમજ્યા?'

વકીલ મહાશય : 'મા—એક આખી નિશાળ નીભાવું છું. મારા માતુશ્રીનું નાનું સદાવ્રત છે તેને આપું છું. તમો કહો તો પાંચ હજાર આપું.'

દેવી : 'હું શું કરવા કહું? તમારી 'સમજ' હોય તો, 'ગરજ' ગણી આપો.'

ખાં સાહેબ : 'હા, મુલકનું કામ—ગરજ ગણીએ, તો જ થાય. તેમાં પરગજુપણું રાખીએ તો થાય જ નહિ. એ તો મોટી ગરજ હોવી જોઇએ.

દેવી : 'બરાબર. તો એમ કરો, કકડે કકડે પૂરા કરજો.'

વકીલ મહાશય : 'તો આ પત્રકાર મહાશય શું આપશે?'

દેવી : 'તમને વિચાર પડતો નથી : આપણે ત્યાં પત્રકારના ધંધામાં કંઇ કમાણી છે કે કાંઈ આપે? ઉલટું તેમને લખાણ કાજે ફંડમાંથી આપવું જોઈએ. અનેકને આપવું પડશે.'

પત્રકાર મહાશય : હું રોકડુ કાંઇ આપી શકું નહિ પણ હું જે લખું તે વાસ્તે મારે કશું જોઇતું નથી.'

દેવી : 'ઠીક છે—એ તો.'

રાજાસાહેબ : 'પણ કાંઈ કાર્યક્રમ તો નક્કી કરીએ.'

દેવી : 'જુઓ, હમણાં કોઇએ કોઇને વાત કરવી નહિ, એ પ્રતિજ્ઞા. વાટ જુઓ : અંદરથી તૈયારી કરો. પૈસા જગતશેઠ પાસે લેજો. રાજાસાહેબ ઉપરનો સંબંધ સાચવી રાખશે. ને તમે વિદ્વાન મંડળ કામનો ભાર ઉપાડી લેજો. ને એવો 'વંટોળ' ચઢાવો કે દુનિયા જોઇ રહે.'

પત્રકાર : 'તેમાં વિદ્યાર્થીઓ અને જુવાનો પાસે કામ કરાવવું જોઇએ. તેમના જેવો ઉત્સાહ કોઇનો નહિ હોય; આ પળ છે.'

દેવી : 'હા, તેમના ઉત્સાહ ને આદર્શને માર્ગ આપો, પણ કેવળ તેનો ઉપયોગ કરવાનું માનસ ખોટું છે–તેમને પ્રેરણા આપો અને કર્તવ્યનું ભાન કરાવો. છતાં મને બહુ શંકા છે.'

વકીલ મહાશય : 'શેની ?'

દેવી : 'આ આપણા વિદ્યાર્થીઓની! વિલાસ અને વિષયથી ચૂસાયલા આ જુવાનોમાં જુવાની કયાં છે ?'

ખાં સાહેબ : 'ખૂબ કહી નાંખ્યું મા, ખૂબ કહી નાંખ્યું.'

પત્રકાર મહાશય : 'તો હમારી કલમથી તેવી જુવાનીની ભાવના તેમની આંખ આગળ ધરીશું–માતાજી.'

દેવી : 'બહુ સરસ–કલમની ભાવના હૃદયમાં ઉતરે તોજ કર્તવ્ય જન્મે, નહિ તો તે પણ કલ્પના–વિલાસ રહે, એ વીસરશો નહિ !'

પત્રકાર મહાશય : 'બરાબર ! હમારાં છાપાંઓ આ કાર્ય કાજે બધું કરશે !'

રાજાસાહેબ : 'હા–પણ જાળવજો–જપ્તી થશે–તેમજ કેસ ચલાવે તો જેલ જવું પડશે.'

પત્રકાર મહાશય : 'જેલ જવું પડે તો જઇશું, તેમાં શું ?'

દેવી : 'એ તો સામાન્ય વાત છે. સત્તા પાસે દમન અને પ્રજા પાસે દેહાર્પણ એ બેજ કનિષ્ટ અને શ્રેષ્ટ માર્ગો છે–જ્યારે પ્રજા–જનતા–આદેશ અને આદર્શ કાજે દેહાર્પણની દીક્ષા સ્વીકારે છે ત્યારે જ તે અભય અને અજેય થાય છે. તેવીજ પ્રજા જગતમાં શ્રેષ્ઠ સ્થાન અને ગૌરવ સાધ્ય કરે છે. અને

પોતાનું સ્વાતંત્ર્ય પણ સંપાદન કરી, સાચવી, સફળ કરી શકે છે—આ પ્રસંગને અપનાવી લો, એજ મારૂં સૂચન છે.'

રાજાસાહેબ : 'પણ છાપાં જપ્ત કરે તો પ્રચારનાં સાધન બંધ થઇ જાય.'

દેવી : 'છાપાં બંધ થાય, પણ કલમ ને ખડિયા તો રહેશે ને! સૌને જીભ તો રહેશે ને! જનતાની જીભને કોઈ સીવી શકયું છે!'

પત્રકાર : 'બરાબર! સરસ! મૌખિક પ્રચારની સરસ શકયતા છે.'

જગતશેઠ : 'અરે તમારે વાત—ઘડીક કાનમાં કહેજોની? અમારા બજારો શું કામના છે. પાંચ મિનિટમાં પચાસ મોંએ ને પા કલાકમાં કલકત્તામાં ના પ્રસારી દઉં તો કહેજો! ને પાંચ કલાકમાં તો આખું બંગાળ જાણે ને પાંચ દિવસમાં તો આખું હિંદ ગાજી ઉઠે.'

દેવી : 'વાહજી શેઠ! ભારતમાં બજારો, મઠો અને સાધુઓ પ્રચારના મહાન સાધનો છે. એની શક્તિ સમજી, તેમનો સદ્દઉપયોગ થાય તો રાષ્ટ્રના ચેતન અને સર્જનમાં નવું બળ આવે.'

રાજાસાહેબ : 'મારે શું કરવું મા!'

દેવી : 'તમારે આ વંટોળ અને સરકારના અધિકારીઓ વચ્ચેની સુંવાળી સમજુ સાંકળ થઇ કામ કરવું. ને આ છાપાની જપ્તી થાય તો નવા છાપખાના ખરીદી આપવા—એ ફાળો તમારો.'

વકીલ મહાશય : 'જપ્ત થાય તેવું શું કરવા કરવું? નવા ફરફરીયાં ઊભાં કરવાં. કયાં ટાઇપની ખોટ છે.'

પત્રકાર મહાશય : 'સરસ ઉકેલ છે. એ ફરમાના ટાઇપ ને

ટ્રેડલ; એ હજારમાં નવું છાપું; જેમ લખવું હોય તેમ લખાય ને તેમ ન થાય તો લીથો-પથરા-ઊંચકીને ગમે ત્યાં ખસેડી દેવાય, ને ટાઇપની જરૂર નહિ. પાંચસોમાં છાપું નીકળે.'

દેવી : 'એ માર્ગ પણ બરાબર છે.'

ખાં સાહેબ : 'જુઓ હું તો ગાયન-વાળો છું. તમે જનતામાં રમઝટ લાવવા ધારતા હો તો નવાં ગીત-ગાયનો રચાવજો ને સભા થાય ત્યાં ગવડાવજો.'

વકીલ મહાશય : 'હાં, હાં. મારી દીકરી ફક્કડ ગાય છે. કોનસર્ટ ગોઠવીશું.'

દેવી : 'એ બીજી વાત છે. અનેક કોનસર્ટ ગોઠવજો. આ તો જનતાને મ્હોંએથી ગીત ગવડાવવાનાં છે.'

પત્રકાર મહાશય : 'એટલે ?'

ખાં સાહેબ : 'એટલે કે આવી સભા-હજાર હોય કે દશ હજાર હોય-તે બધા એકજ અવાજે એક એક પંક્તિ ગાય ને ગજાવે.'

રાજાસાહેબ : 'વાહવાહ ધન્ય છે, આ કલ્પનાને. જે દિવસે એક લાખની વિરાટ સભા એકજ ગીત ગાશે ત્યારે નવું ચેતન ચમકશે.'

વકીલ મહાશય : 'પણ, એવું એક ગીત ક્યાંથી રચાવવું ?'

પત્રકાર મહાશય : 'રચાવીશું, તેમાં શું—અનેક રચાશે.'

દેવી : 'તે થઈ રહેશે.' 'પણ હાલ છે તેનો ઉપયોગ કરજો.'

પત્રકાર મહાશય : 'કોનો ?'

દેવી : 'આ 'વંદે-માતરમ્'ના ગીતમાં માધુર્ય ધ્વની છે, રસાળ શબ્દાવલી છે અને બંગાળીમાં હૃદયનાં ડોલન કરાવશે.'

રાજાસાહેબ : 'ફક્કડ વસ્તુ કહી–મા–હવે !'

દેવી : 'હવે તમે હમણાં જીભ મ્હોંમાં રાખજો–તૈયારી કરજો.'

વકીલ મહાશય : 'પણ વાતાવરણ સર્જવું પડશેને !'

દેવી : હા, જરૂર–તમારી કલમો છે–કાંઇક ગંભીર પ્રસંગ આવવાનો છે, મહાન વિકટ રાજકીય પ્રસંગ છે–એવી ગોળ ગોળ વાતો મ્હોટાં મ્હોંડાં કરીને કરવી શરૂ કરો–ભણેલા લોકમાં ગણગણાટ ચાલુ કરો. શું છે ! શું હશે ! એમ પૂછામણીની પરાકાષ્ટા થવા દો, પણ રખે કોઇ કોઈ અક્ષર કોઇને પામવા દેતા. શું છે તેનો જવાબ 'કોણ જાણે–પણ છે ખરૂં એજ.'

રાજાસાહેબ : 'સરસ છે. હું આજે વહેતી મૂકું છું.'

દેવી : (જરા થોભજો) 'આ ફાઇલ પાછી તેને ઠેકાણે પહોંચવા દો, પછી હું કહીશ ત્યારે તમે કલબમાં પડખે લઇ જઇ કોઇ અધિકારીને જ પૂછજો–કે તે પણ ચકિત થાય ને તમારામાં શ્રદ્ધા રાખે.'

રાજાસાહેબ : 'તેમ રાખો.'

દેવી : 'ત્યારે હવે આ વાત પતી, ને તમે બધાં આવતે રવિવારે પાછા અહીં મળવા આવશોને ! ત્યાંસુધી હું સમાધિમાં બેસીશ ને ઇષ્ટ દર્શનની પ્રતિક્ષા કરીશ.'

ખાં સાહેબ : 'મા, ત્યારે હું ક્યારે મળું.'

દેવી : 'કાલે બપોરે !'

પછી સર્વે મંડળ ઉઠીને ગયું અને દેવી આંખ મીંચી ધ્યાનમાં બેઠી.



## ૮

જમીનદારના મહેલમાં જે ખંડમાં વાતચીત સાંભળી હતી તેની પાસેના નાના ઓરડામાં દેવી સાદા ખાટલા પર સૂતી હતી. તેને માથે સખત રૂમાલ બાંધ્યો હતો, ને પાસે ટેબલ પર દવાની શીશી પડી હતી. પાસેજ નીચી પાટીની ખુરશી જેવા ચારેક બાજઠ મૂકયા હતા ત્યાં 'ખાં સાહેબ' બેઠા બેઠા પાન ચાવતા, કાગળીઆં ઉથલાવતા હતા. દેવી આંખ મીંચી પડી રહી હતી.

ખાં સાહેબ : 'મા, ઠીક હોય તો વાત માંડુ.'

દેવી : 'ખાં સાહેબ બોલોની–તમારી વાત તો હું ચાર કાને સાંભળીશ.'

ખાં સાહેબ : 'હા, મા, પણ તમારૂં શરીર સારૂં નથી.'

દેવી : 'હા હુસેન–એ તો શરીરને પણ માંદુ પાડવું પડે છે ને સારૂં પણ કરી લેવું પડે છે. શું કરીએ ?'

ખાં સાહેબ : 'એવું શું છે મા ?'

દેવી : 'હા, હમણાં જરા આઠ દિવસ શરીરે મને અસુખ રહેશે. સમજ્યા–હુસેન–ભાઈ.'

ખાં સાહેબ : 'વારૂ, મા, હવે મને નિરાંત લાગી.'

દેવી : 'કેમ!'

ખાં સાહેબ–હુસેન : 'એક તો તમે કહ્યું તે સમજાયું, અને બીજું તમે હુસેન કહી બોલાવ્યો.'

દેવી : ફરી 'ભાઇ હુસેન, મારે ચાર ભાઇઓ છે–બીજું કોણ છે–મને?'

હુસેન : 'મા, તમારે અનેક છે, ને કોઇ નહિ?'

દેવી : 'બરાબર છે–હુસેન હું ક્યાં 'મારી' છું. હું તો ભારતની છું. અને તું કે તમે ક્યાં પોતાના છો? તમો પણ ભારતના છો.'

હુસેન : 'મા, મને બહુ અકળામણ થાય છે.'

દેવી : 'શું કરવા અકળાય છે.'

હુસેન : 'તમે હવે કાંઇક શાંતિ લો, તો ઠીક!'

દેવી : (ગ્લાની ભર્યા અવાજથી) 'શાંતિ! હુસેન, શાંતિ! ક્યાં છે મને દેખાડને?'

હુસેન : 'મા.'

દેવી : (ઉકળાટમાં) 'શાંતિ! કોને હોય! ક્યાં હોય?'

હુસેન : 'મા, તમારા મનને સ્વસ્થ રાખો.'

દેવી : 'ફરી એવું કહીશ નહિ ભાઇ!'

હુસેન : 'શું?'

દેવી : 'શાંતિ કે મનની સ્વસ્થતાનું.'

હુસેન : 'કેમ–મા!'

દેવી : 'મન તો સ્વસ્થ છે–સંપૂર્ણ રીતે–સ્વસ્થ છે અને મારી લાગણીઓ–"

હુસેન : 'મા, તમને લાગણીઓ છેજ ક્યાં?'

દેવી : 'ગાંડા રે ગાંડા ! લાગણી વિના તે કોઇ જીવી શકે ! લાગણી વીણુ માનવતા હોઇ શકે ? હા, પણ મારી લાગણીઓનાં કેન્દ્ર ને ક્ષેત્ર નિરાળાં છે.'

હુસેન : 'એ તો–ભાવના છે, મા ! લાગણી તો–'

દેવી : (સખતાઇથી) 'વ્યક્તિગત હોય, એમ કહેવા જતો હતોને હુસેન ?'

હુસેન : 'મા !'

દેવી : 'પંડિતજીની મરણ પથારીએ તમે લીધેલી પ્રતિજ્ઞા તમને સર્વેને યાદ છે ને ?'

હુસેન : 'અમે તે પાળી નથી મા ? આટલું–આટલું...'

દેવી : 'પાળી છે, ઈમાનદારી ને વફાદારીથી પાળી છે. તેથી તો કાંઇક પણ કરી શક્યાં છીએ.'

હુસેન : 'તો પછી શું કહો છો ?'

દેવી : 'એમ કે, તેમાં–તમને વ્યક્તિગત–ઓછો વત્તો–મોહ–મારા પ્રત્યે–અંગત જરાયે નહોતો, એમ સચ્ચાઇથી હૈયા પર હાથ મૂકી કહી શકો છો–તું કહી શકે છે ભાઇ ?'

હુસેન : (સામું જોઇ) 'મા, સાચી વાત છે. પણ તેમાં વિષય કે વાસના નથી–ને હતાં નહિ–હતાં તો ચૂંથી નાખ્યાં. વર્ષો થઈ ગયાં. હવે તો કેવળ ભકિત રહી છે, મા !'

દેવી : 'ને હું તમને ચારેને મારૂં હૈયું આપું છું. તમને ભારતના વીરોને મારી અભ્યર્થના છે–અહોહો–તમે કેટલું કેટલું કર્યું, કેટલું સહ્યું—(આંખો સ્થિર થાય છે. ઊંડાણમાંથી દેવી મોટા સ્વરે બોલે છે) 'તમે ન'રી જોયું માતાપિતાનું હિત, નથી સહ્યો પત્નીનો મોહ કે બાળકનો કિલકિલાટ, તમે ઘરને પણ કાર્યનું ક્ષેત્ર ગણ્યું–તમે જીવનને કર્તવ્યનું સમરાંગણ

માન્યું. તમે હૃદયને યજ્ઞકુંડ માન્યો–તમે કુરબાનીને મૂર્તિમંત કરી–નવલકથાઓ સર્જાવી તમે ભારતને અજવાળવા.'

હુસેન : 'મા, મા, અમે કર્યું તે ઓછું કર્યું છે; ને જે કર્યું તે ક્યાં કંઇ ઉપકાર કર્યો છે! જનેતાની મર્યાદા અને માન સાચવવાનો–રક્ષવાનો તો ધર્મજ છે. મા, અમારાં ઘર, કુટુમ્બ, એ બધાં છે. પણ એવાં ભારતમાં કરોડો છે–તે બધાજ અમારા છે.'

દેવી : 'હુસેન! ધન્ય છે, તમારા જીવનને! તમારો જ્યારે વિચાર કરૂં છું–ત્યારે મને મારી ઉણપો લાગે છે–મને એમજ થાય છે કે મારાથી કાંઈ થતું નથી, થયું નથી.'

હુસેન : 'તોબા! તોબા! મા, આ શું બોલો છો! તમે જ અમારી જીવનદોરી છો, તમારા આતશથી તો અમે જલતા રહ્યા છીએ.'

દેવી : 'હુસેન, મારો આતશ શું કરત! જો તમારામાં તણખા હોત નહિ તો–ઓલવાઈ જાત–ને રાખોડી થાત–તમારા તણખાએતો ઠેકાણે ઠેકાણે દેશપ્રેમની જ્વાળા બળતી રાખી છે.'

હુસેન : 'મા, હવે આ કથા તો કેટલીએ વખત આપણે કહી ને સાંભળી પણ મા–હવે શું?'

દેવી : 'હવે શું? હુસેન–જે છે તે હવે જ છે ને! ગઇકાલનું બધું સાંભળ્યું છે ને!'

હુસેન : 'હા, મા સત્તાધિશોએ સારી ચાતુરી વાપરી છે.'

દેવી : 'કેમ?'

હુસેન : 'હા, મા. એક વખત જો પ્રજા–દેશમાં–ભાગલા સહી લે તો આખા દેશના ધીરેધીરે ટૂકડા કરતાં તેમને સવડ પડે–કારણ કે લોકને 'ટૂકડા'ની ટેવ પડે.'

દેવી : ‘ ઠીક કહ્યું. ભાઈ—’ ‘ ટુકડા ’ થી આપણા લોક જીવન માલતા થઈ જાય—ને હમણાએ ‘ ટૂકડા—બહાદુરો ’ ક્યાં નથી ! ’

હુસેન : ‘ ઓ મા ! એમની સંખ્યા તો ગણી ગણાય નહિ.’

દેવી : ‘ હુસેન, જનતામાં ‘ પ્રાણ ’ નથી તો ‘ પારખ ’ ક્યાંથી હોય ? લોક તો કજિયા ને કલેશમાં સડે છે.’

હુસેન : ‘ ને ન્યાયને નામે વકીલાતનો ધંધો સ્થાપી કજિયાદલાલોનું બજાર ઊભું થયું છે.’

દેવી ; ‘ જવા દે એ વાત. હુસેન—પણ તેમનો આપણે દેશહિત કાજે ઉપયોગ કરવાનો છે, તેઓમાં પણ કાંઈ કાંઇ ભાવનાશાળી હોય જ.’

હુસેન : ‘ રહેવા દો, મા—જરા લાલચ મળી કે તજી દે, અને ડરામણું થયું તો નાસી જાય—આ ભણેલાની ભિરુતા તો ખરેખર ભયાનક છે !’

દેવી : ‘ હા, એમનું અનિષ્ટ દૃષ્ટાંત પ્રજા ઉપર પડે છે.’

હુસેન : ‘ અને મા, પ્રજા ! કાયદા કાનુનની જાળમાં માંછલા માફક તરફડે છે ને નિર્જીવ થઈ ગઈ છે.’

દેવી : ‘ કાયદો જીવનમાં સિદ્ધાંત અને ન્યાયવૃત્તિ સત્યવૃતિનો સર્જક થઇ શકે, પણ—પણ—જો એવી પદ્ધતિ, ફક્ત અક્કલની કરામત—ને કબજો પોષે તો તેથી ચારિત્ર અને જીવનનું ખંડન થાય.’

હુસેન : ‘ દેવી ! આ રાજ્યપદ્ધતિ ને વહીવટતંત્ર, કાયદાની જાળમાં, કલમની લીટીએ, રૈયતને રૂંધાયેલી રાખે છે અને રૈયત લા—ઇલાજ થઇ પોતાના હિતનું રક્ષણ કરવા અધિકારીવર્ગને લાભ લાલચ આપી કામ કઢાવતાં શીખી છે, એને

પરિણામે દેશમાંથી સાચ-વૃત્તિ અને ન્યાયવૃત્તિનો લોપ થઇ ગયો છે ને કેવળ અંગત લોભ અને ક્ષોભમાં પડેલી રૈયતમાંથી નીડરતા ને નિર્ભયતા ઓસરી ગયાં છે-પ્રજા ભીરુ થઇ ગઈ છે.'

દેવી : 'ખરૂં છે, પ્રજા તો મદોન્મત હાથી હોવી જોઇએ. અને સત્તા તો કેવળ કવચિત અંકુશ રૂપે જ હોય! જે તંત્ર અને પદ્ધતિમાં પ્રજાનું દિલ સંકુચિત થાય, વૃત્તિ કૃપણ થાય, મન કપટથી કાળું થાય, ને જીવન ખટપટથી ખદબદે, તેવી વ્યવસ્થા પ્રજા-દેહની દ્રોહી છે.'

હુસેન : 'મા! તમે તો રાજના શાસન-સિદ્ધાંત ઉચ્ચારો છો પણ આપણે ત્યાં પરદેશી સત્તા છે.'

દેવી : 'હા, પણ તેમને લ્હાભ લેવા છે; ને જો એટલુંજ એ સમજે કે આપણી રૈયતનું રખોપુ કરવાને બદલે રૈયતને પોતાનેજ રખવાળું શીખવે ને સોંપે, તો અંગ્રેજ સામ્રાજ્યનું કોઈ નામ લેવા જગતમાં સમર્થ નહિ રહે!'

હુસેન : 'પણ એને ડર છે કે આપણે પાછું ૧૮૫૭ જેવું કરી નાંખીએ!'

દેવી : 'જો અંગ્રેજો પ્રજાના આત્માને શિક્ષણ અને શિસ્તથી સિદ્ધાંત સાથે કેળવે તો કોઇ શું કરવા સત્તાવનનો વિચાર કરે? પ્રજાદેહને પોષણ અને આભૂષણ જોઇએ-પ્રજા માનસને સિદ્ધાંત અને ધ્યેય જોઇએ અને પ્રજાહૃદયને ભાવના અને ભક્તિ જોઇએ. હું તો અંગ્રેજોને ખોળો પાથરી કહું કે તમે જુઓ-આંખ ખોલી જુઓ ને અમારૂં હિત સાધી તમારૂં હિત સાચવો.'

હુસેન : 'મા, એમ કરે તો અંગ્રેજ અહીં નિરંતર કાયમ રહે!'

દેવી : ‘ શું કરવા રહે ? અને મિત્ર અને સહોદર રીતે રહે તો એના જેવો સમજુ, શાણો અને સારો બીજો કોઇ મિત્ર મને નથી દેખાતો.’

હુસેન : ‘ પણ એને તો ધણીરણી થઇને રહેવું છે ! ’

દેવી : ‘ એજ દુઃખ છે. પણ તેમજ ચાલુ રહેશે તો અને પ્રજાને ઢોર જેમજ રાખશે તો-રૈયત પછી કોઇ દિવસ મારકણી થઈ વિફરશે–પછી વળી ચૂંથાઇ જશે ને ચગદાશે.’

હુસેન : ‘ હા; મા, પણ એવો ચૂંથાવવાનો ને ચગદાવવાનો પ્રસંગ આવે, તો ફરી ઉભા થતાં પાછાં પચાસ વર્ષ લાગે, માટે હવે તેવા પ્રસંગની જરૂર ન પડે, તેમ સરકાર સમજીને કરે તો સારૂં. ખરૂં તો પ્રજાને એવી તૈયાર કરી રાખવી કે ચૂંથાય નહિ ને ચગદાય નહિ ! ’

દેવી : ‘ એમજ જોઇએ-ભાઇ–તમે બધા તેજ કહો છો ને !’

હુસેન : ‘ મા,–હવે આ પારાયણ હમણાં શું કામનું ? હવેનું કામ કહો ને ? ’

દેવી : ‘ આ ગઇકાલે સાંભળ્યું તે જ ! ’

હુસેન : ‘ તેનું શું ? ’

દેવી : ‘ આ ભાગલા અટકાવવાનું–અને ભાગલા જાહેર થાય જ તો તેમાંથી-ઉકળાટ–ઉત્પન્ન કરવાનું ! ’

હુસેન : ‘એ તો કરી શકાશે પણ તેમાંથી કાંઈ નીપજશે ?’

દેવી : ‘ હુસેન-કાંઇ નીપજે નહિ તોય શું ? ટાઢાં પાણી ઉકળે તો, ચોખ્ખાં થાય ને એવા કાંઇ કાંઇ ઉકળાટ થતા રહે તેમાં જ લાભ–’

હુસેન : ‘મને તો વિપરિત પરિણામ લાગે છે !’

દેવી : 'શું ?'

હુસેન : 'રૂશિયામાં હમણાં જ પીટર્સબર્ગમાં બોમ્બ પડયો ને ઝારશાહીને ઊથલાવી નાંખવાનું કાવત્રુ થયું ને થીજી ગયું—જાપાને રૂશિયાને હરાવ્યું—બોઅર લોકોએ અંગ્રેજોને હંફાવ્યા—ઇરાનમાં પણ ગણગણાટ છે—એ બધું જોતાં તોફાની વાતાવરણ થઇ જાય.'

દેવી : 'તને તોફાનની ભીતિ કેમ લાગે છે!'

હુસેન : 'દરેક નિષ્ફળ તોફાન એટલે રૈયતની ગભરામણ અને ગૂંચવામણ.'

દેવી : 'દરેક તોફાન રૈયતને સખત અને સમજદાર કરે તેમજ તેને ગોઠવવું પડે—'

હુસેન : 'પણ વસ્તુ કયાં હાથમાં રહે છે! ગમે ત્યારે કમાન છટકી જાય અને બાણ ઉછળી—પોતાની છાતીમાં વાગે તો મૂર્છા આવે.'

દેવી : ખરૂં કહે છે. એ મૂર્છામાંથી ઊભા થતાં રૈયતને પાછો એક દાયકો લાગે.'

હુસેન : 'માટેજ, મા, વિચાર કરી સલાહ આપજો અને કહું ?'

દેવી : શું છે ?'

હુસેન : આ મારવાડી શેઠનો બહુ ભરોસો કરો છો, હો!

દેવી : 'કેમ ?'

હુશેન : 'વાણીઆ અને વેપારીનો વળી વિશ્વાસ હોય! બલિદાનનાં કામ તો બ્રાહ્મણ કે સૈયદ કરે, અને કેસરિયાં રજપુતો શિયા કે પઠાણો કરે. આ તો કાટલાં તોળે,—નાક ને નફો

નુકશાનની ગણત્રીમાંથી પરવારે નહિ, ને નુકશાન દીઠું કે તુરત ફેરવી તોળે.'

દેવી : 'એ બરાબર કહ્યું! પણ અંગ્રેજ વાણીઆ છે, એટલે એમની સાથેના કામાં વાણીઆવૃત્તિમાં તેવાજ ચકોર ને ચાલાકની કાંઈક જરૂર છે. એકલા બળ–વીરો કે બુદ્ધિવીરો શું કરે ?'

હુસેન : 'તમે જાણો મા ! પણ એટલું કહું કે જો એ ફસકયો, કે તમને તેમાંથી, કોઇ રીતે કાંઇ નુકશાન થયું, તો એ અને એની સાત પેઢીના કોઇ એના કરોડ–ભોગવવા–જીવતા નહિ રહે–હો.'

દેવી : 'જા ભાઇ જા. હુસેન! કોઈ દિવસ આવા વિચાર મનમાં ધરીશ નહિ. હુસેન જે હિંસાથી શરૂ થાય તે હિંસામાં સમાપ્ત થાય.'

હુસેન : 'એ તમારૂં લાંબુલાંબુ મને ના સમજાવો; હું તો દગો અને દ્રોહનું નિકંદન કાઢું.'

દેવી : 'પણ તેમ નહિ થાય! જો થશે તો, લાલચમાં લપટાય કે ભીતિથી ભીરૂતા આવે તોજ— '

હુસેન : 'તો તેઓની તો જીવતાં ચામડી ઉતારવી જોઇએ !'

દેવી : 'હુસેન! તું તો અસલી–જંગીઝખાનનો વારસ રહ્યો. આવું બોલીશ નહિ–બાપુ, મને મનમાં દુઃખ થાય છે.'

હુસેન : 'કેમ મા ! '

દેવી : 'તમે જ્યારે ક્ષમાની વીરતા શીખશો, ને શિક્ષાની નિષ્ઠુરતા સમજી નિર્થક માનશો, ત્યારથી જ નવાં હૈયાં સરજાવી શકશો.'

હુસેન : 'વળી પાછું તમે તો સૂત્ર કહ્યું મા ! '

દેવી : ‘ સાચું નથી, ભાઈ ? ’

હુસેન : ‘ છે–ખરૂં છે પણ આચરવું સામાન્ય રીતે બહુ જ કપરૂં છે.’

દેવી : ‘ કપરામાં કપરી ભાવનાને નિર્મળ રીતે આચારમાં મૂકાય, એટલે ચારિત્ર સર્જાય; ને ચારિત્ર સરજાય, તોજ ગૌરવ પ્રાપ્ત થાય; ને ગૌરવ પ્રાપ્ત થાય તોજ માનવીમાં માનવતા રહે ને પ્રજા–પામરતા તજી ભવ્યતાથી શોભે.’

હુસેન : ‘ મા, તમે મને પંડિત કરી નાંખશો. મને તો લડવૈયો રહેવા દો; મારે તો સિપાઇ જ રહેવું છે.’

દેવી : (કટાક્ષથી ) ‘ વાહરે હુસેન–તું વળી સિપાઇ ક્યાં રહ્યો છે.’

હુસેન : ‘ કેમ ? ’

દેવી : ‘ તું તો મોટો સંગીતકાર ઉસ્તાદ બન્યો છે ને !’

હુસેન : ‘ હા, મા. અલ્લાની મહેરથી, પેશાવરથી કલકત્તા સુધી સંગીતની સુંવાળી સાંકળેથી મન–વિચાર–હૈયાં અંકોડવા મથ્યો છું.’

દેવી : ( બેઠી થઇ ઓવરણાં લે છે ) ‘ ધન્ય છે મારા વીરા, તેં પણ અદ્દભુત કામ કર્યું છે; તારા જેવા સાચા સહસ્ર હોય તો ભારતનું ભાવિ ઉજ્જવલ થઈ રહે.’

હુસેન : ‘ મા, પણ હવે મારો રિપોર્ટ તો સાંભળો.’

દેવી : ‘ પછી; હમણાં જરા–ચાહ નાસ્તો કરીએ–સમજ્યો–પેલું બટન દબાવ.’

❦

## ૯

એજ ઓરડામાં દેવી અને ખાં સાહેબ (હુસેન) બેજ હતાં. ફળફળાદિ નાસ્તો અને ચાહ–શરબત વચમાં પડ્યાં હતાં અને બેઉ અત્યંત સ્વસ્થતાથી કાગળીઆં વાંચતાં હતાં અને વાત કરતાં હતાં. પાસે ધૂપનું મોટુ કુંડું હતું. તેમાં અંગારા અને સુખડનાં છોડીઆં બળતાં હતાં ને મીઠી વાસ આવતી હતી. કોઇ કોઈ કાગળ ફાડી ચબરકી કરી તેમાં નાંખતાં ને તેની રાખ થઇ જતી જોતાં હતાં.

હુસેન : 'મા! તમારી સૂચના પ્રમાણે હું દક્ષિણમાં રહ્યો હતો.'

દેવી : 'મ્હોટા સરકાર કેમ છે?'

હુસેન : મ્હેલમાં ત્રીજે માળે બેસી ઉત્તર તરફ નજર રાખી ઉદાસિન રહે છે.'

દેવી : વરાડનું વળગણુ હશે!'

હુસેન : 'હોય જ ને?'

દેવી : 'શું કરવા રાખે–જે રાજકર્તા ન તો રૈયતને રીઝવે–ન તો શત્રુને સમજાવી શકે, ન તો સામંતોને સાચવે કે ન તો ખજાનો ભરેલો રાખે, તે રાજકર્તા માનભંગ થાય ને તેનું દિલ દીનતામાં દુઃખી રહે તેમાં નવાઈ શું?'

હુસેન : 'એનું દિલ બહુ ઉમરાવ છે !'

દેવી : 'અમીરીનો ઉદ્દેશ દેખરેખની બે કાળજી અને વહીવટને બે લગામ થવા દેવો એમ તું કહે છે–હુસેન ?'

હુસેન : (અચકાઈને) 'ના–એમ નહિ, પણ...'

દેવી : 'શું ?'

હુસેન : 'એનું દિલ ડંખતું લાગ્યું.'

દેવી : 'દિલ્હીનાં સ્વપ્નાં સેવે છે ?'

હુસેન : (આંખો વિકાસી) 'શેના ! દિલ્હીમાં એનું શું છે ?'

દેવી : 'સ્વપ્નાં તો કાંઇ કાંઇ હોય, પાપ કર્યું હોય તે મનમાં કનડે તેનાં અને કોઇ મહત્વાકાંક્ષા મનમાં રમતી હોય તેનાં પણ !'

હુસેન : 'મા, પાપ તો જરૂર કર્યું–દિલ્હીના પાદશાહને છેહ દઇ–જાતે દક્ષિણને પચાવી પડી શાહ થઈ ગયા તેની કોણ ના કહી શકે તેમ છે ?'

દેવી : 'ને હવે પાછું દિલ્હીનું મયુરાસન તેને આકર્ષતું નહિ હોય કે ?'

હુસેન : 'એ તો અંગ્રેજી સલ્તનતનો વફાદાર સાથી છે.'

દેવી : 'રાજાઓની વફાદારીની વાત જ કરવી નહિ. હુસેન ! રાજાઓ પોતે પોતાના પ્રત્યે પણ વફાદાર ક્યાં છે ? તેમને તો તેમના કાર્યસ્થાનોનો મોહ ! જો રાજકર્તાઓ દેશ કે દેવ, રૈયત કે રહીમ, કોઇના પ્રત્યે પણ ઇમાનદાર હોત–વફાદાર હોત તો ભારતનો ઇતિહાસ જુદી રીતે લખાયો હોત—'

હુસેન : 'તમને એવું સમજાય છે ?'

દેવી : 'શું કરવા તેને વિચાર ન આવે–રાજકાજમાં ઘણુએ ' તો ' હોય–તેમાંનું આ પણ 'એક' કેમ નહોય ?'

હુસેન : ' તમે શું ધારો છો ?'

દેવી : ' તું પક્કાઇથી વાત કરે છે, તે હું સમજું છું. હુસેન ! જે હોય તે સાફ કહી નાંખની એટલે કડાકૂટ ઓછી.'

હુસેન : શું કહું મા ?'

દેવી : તું કોઇ અમીરને મળ્યો હતો ને–જે વાત કહી હોય ને સમજાઈ હોય તે ?'

હુશેન : (અચંબો પામી) ' મા, મા–હું હું તમે...'

દેવી : ' હા, મને જાણ છે ! બોલ, તેં સાંભળ્યું–જાણ્યું અને કહ્યું તે જરા વિસ્તારીને કહે !'

હુસેન : ' શું કહું. તમે તો બધુંજ જાણો છો.'

દેવી : ' એવું કાંઇ નહિ–પણ હું ખબર રાખું છું. કહો ! ભાઈ, વિગત કહો !'

હુસેન : ' મા, ચારેક વર્ષ પર–દક્ષિણમાં એક ફકિરનો પરચો પડયો–' ઓલિયો ' ખૂબ નામીચો થઈ ગયો–અજાણ્યા દિવસે કોઇ કબર પર લીલી ચાદર દેખાઇ–સાંજે દીવા થયા ને મુઝાવર ત્યાં બેઠેલો દેખાયો–દોરા, ધાગા, બાધા, માનતા આવીને બેઠી. લોકની ધમસાણ જાગી. એક દિવસ તેને માનભર ઘણા આવી શહેરમાં તેડી ગયા–અચાનક તે શુક્રવારનો દિવસ હતો. મોટી મસ્જિદમાં નિમાઝ હતી–સર્વની સાથે તેણે પણ નિમાઝ કરી અને પછી અરબીમાં હાથ ઊંચા કરી 'આવામ'ને આશીર્વાદ આપ્યા. બીજે શુક્રવારે 'નિમાઝ' પછી તેની 'વાયઝ' થઇ. ઇસલામ એટલે ઇમાન અને બેઇમાન બને તે કાફર એ સૂત્ર કહ્યું. તથા જે બેઈમાન–કાફર હોય તે

મુસલમાન હોય કે હિંદુ હોય, તે અલ્લાહનો-હઝરત પયગમ્બર સાહેબનો, ને દરેક સાચા ધર્મનો દ્રોહી છે, એ સિદ્ધાંત સંભળાવ્યો. પછી ખલીફાની કથાઓ લીધી અને સત્તાના હવસ ખાતર થતી કતલને તિરસ્કારી. તેવી કતલો ઇસલામને ઝાંખો પાડે છે એમ કહ્યું. ત્યાંથી તવારિખ લઇ દિલ્હીની પાદશાહતના પતન ઉપર ઉતરી નવાબો અને નાઝીઓના દગા ને દ્રોહથી તે કેવી નાકૌવત અને નાહિંમત થઇ-નાશ થઈ તેનું વર્ણન કર્યું. ઓલિયાએ ઉર્દુમાં પોણા બે કલાક, લગભગ પંદરેક હજારની મેદનીને આંખ સાથે પકડી રાખી. તેની જબાન સાથે જકડી રાખી. મીઠા-ઊંચા-નીચા હલકથી બોલાતી ઉર્દુ જેવી શાએરી જબાન બીજી એક પણ નથી-હિંદી અને ફારસીનું એ પ્યારૂં ફરજંદ-આપણા દેશની માદર જબાન થાય તો શાએર અને શૂરા બેઉને ચેતન આપે. ઠીક, ઓલિયાએ આગળ ચલાવ્યું. ઇમાનનું નવું ચણતર બતાવ્યું. હિંદુ-મુસ્લિમ બિરાદરી અને બહાદરી પર રચાયલો નવો દેશ, એક દીલી અને એક આકીન પર સરજીત નવી સંસ્કૃતિનાં વર્ણનો કર્યાં. મુલકની આઝાદીની આશા સમજાવી. અને જેમણે ઇમાન વીસાર્યાં હતાં, જેમણે બેઇમાની કરી હતી, તેમને શીરે નવા ઇમાનની જવાબદારીનો ભાર છે, તે જાહેર કર્યું.

પછી પાંચેક દિવસ બાદ કોઇ ગંભીર માણસ-સાધારણ લેબાસમાં ઓલિયાને મળવા આવ્યો અને કાનમાં કહ્યું. ઓલિયાએ સામું જોઇ ઇન્કારમાં માથુ ધુણાવ્યું. ને તસબી ફેરવ્યાં કીધી. વળી બે ચાર દિવસ ગયા, ફરી તેજ માણસ રાતે આવ્યો, ને કોઇ રૂક્કો લાવ્યો. તે ઓલિઆએ વાંચી શાલ ઓઢી તે બેઉ બંધ ગાડીમાં ગયા. ને કલાક પછી કોઇ મહેલમાં પેઠા. એક નાની સીડી પરથી ઉપર ગયા ને વિશાળ ખંડમાં એક

ખુઝરગ અમીર સ્વસ્થ રીતે કીનખાબની મસનદ પર બિરાજેલો હતો. તેણે ઉભા થઇ ઓલીયાને આવકાર આપ્યો અને પેલા માણસને જવા ઇશારત કરી. ખંડમાં બેજ જણુ રહ્યા ને ખૂબ વાત થઇ. પણુ તે ટૂંકમાં કહું.'

અમીર : ' શાહ–સાહેબ આપ કયાંથી તશરીફ લાવો છો ?'

ઓલીઓ : ' ખબર નથી–કયાંથી આવું છું ને કયાં જઇશ. અલ્લાના હુકમ પ્રમાણે ફરૂં છું, કહું છું–ને જાઉં છું.'

અમીર : ' મારે વાસ્તે કાંઇ ફરમાન છે ?'

ઓલીઓ : ' વાઅઝમાં કહ્યું હતું તે ખુદાના નેકીના નિયમના ફરમાન છે.'

અમીર : ' નેકીનો નતિજો કયાંથી મળશે ?'

ઓલીઓ : બેઇમાનીનો નતિજો ગુલામી અને નાદારી તે આપને હજુ સમજાયું નથી ? આપને તો અનુભવ છે—'

અમીર : ' અમને સલામતી મળી છે.'

ઓલીઓ : ' જેવી બ્યંઢળોને મળે છે તેવી, નહિ ?'

અમીર : (ગુસ્સાથી) ' શાહ–સાહેબ !'

ઓલીઓ : ' કેમ ?'

અમીર : ' હમારૂં ખમીર–અમારી તલવાર.'

ઓલીઓ : ' ખમીર ખોવાઇ ગયું છે ને તરવાર રંડાઇ છે. તમારી પલટણો પરવશ છે. ને તમારા સરદારો ખેડૂતોનો શિકાર કરે છે. શેરની સામે છાતી ઠોકનારા મરદો અને મેદાનમાં સમશેર ફેરવનાર સિપાઇઓ મને દેખાતા નથી.'

અમીર : ' અમારૂં આપ અપમાન કરો છો.'

ઓલીઓ : ' નહિ, તમને તમારૂં 'સ્વ–ભાન' કરાવું છું.'

અમીર : 'આપના શબ્દો સખત છે.'

ઓલીઓ : 'સુંવાળા છે—જનાબ! જે આકરા ઘા ઝીલવાનું વીસરી ગયા હોય તે જરૂર સાચા સખત શબ્દોથી અકળાય.'

અમીર : 'અમારી ઇજ્જત તો સલ્તનતના સાક્ષી તરીકે છે.'

ઓલીઓ : (ખડખડાટ હસી) 'સરખા હોય તે સાથી—જનાબ! તમે સર્વ નાના મોટા કેવળ ઓશિયાળા અને આશ્રિતો છો.'

અમીર : 'અમારી સ્વતંત્રતા છે—અમારા કામમાં કોઇ જાતની ડખલ નથી.'

ઓલીઓ : 'લોકને લૂંટવાની—રૈયતને રંજાડવાની છૂટ! એફામ નાણું ઉડાડવવાની સગવડ! બે—લગામ વહીવટ ચલાવવાની પરવાનગી! એટલી સ્વતંત્રતા તમને છે. તમે કોઇ પણ કશે જઇ શકો છો! ના. કોઇ પણ આમણુ—સામણુ લેખ—લખાણુ કરી શકો છો? ના. તમે રાજાઓ ને જમીનદારો તો સલ્તનતના શિકાર થાણીઓ છો.'

અમીર : (ફાટી આંખે) 'શું કહ્યું! શું કહ્યું!'

ઓલીઓ : 'હા, હું સામેજ બેઠો છું, મને જેર કરો—કેદ કરો—તમે જ સલ્તનતને સાથ આપી સાચવી છે. તમે મુગલાઇને દ્રોહ કરી—ઇસ્લામને શિકસ્ત આપી—તમે અંગ્રેજને મદદ કરી—ટીપુને મહાત કરાવ્યો; અને પેશવાને લાચાર કરાવ્યો અને તમારૂં નક્કી કરી, તમારા સ્વપ્નાનાં દક્ષિણમાંથી, કોળીઓ કરી, અંગ્રેજોએ તેમની ચાલાકીથી આખું રજપૂતાના—માળવા કાઠિયાવાડ ને માતેહાતની સંધીથી તાબે કર્યાં અને ગુજરાતના નંદનવનને લશ્કર રાખવાને નામે ખરીદી લીધું. કહો—હવે, તમે

શું કરો છો ? જનાનામાં સડો છો. સમશેર ખીંટીએ બેરવી છે. ઉમરાવો પ્રજાને કનડે છે. ખજાનો ખાલી છે. તમારી જાગીરનો ગેરવહીવટ છે. દસકરોડની રિયાસત લૂખી લીંમડા જેવી થઈ ગઈ છે. ને તમે અપમાનના કડવા ઘૂંટડા ગળી, કોઈ નાચનારીના ખોળે આશ્વાસન લો છો.'

અમીર : (ઊભો થઈ ગયો છે. આંખમાં રોષ ભરાયો છે.) 'સાંઈબાવા, બસ કરો. હમણાં તમો હવાલતમાં જશો. ને એક સુખનથી તમે રેસિડેન્સીમાં પહોંચી જશો.'

ઓલીઓ : (ખડખડાટ હસી) 'શાબાશ, ઇસ્લામના નૂર શાબાશ. શત્રુને પણ સમશેર સાથે માનમરતબાથી વિદાય કરનાર શાહોના વારસ થવાનું ગુમાન રાખનાર તને હજારો હજાર વાર મુબારક હો. મોકલ, મોકલ મને રેસિડેન્સીમાં જલદીથી મોકલ કે તારી ઇજ્જત હિંદુસ્થાનમાં જાહેર થાય અને સાથે સાથે તારા ઇમાન પરની લ્યાનત દુનિયાને રોશન થાય. મને શું કરવા બોલાવ્યો—મને રૈયત સાથે કામ છે. રાજા ને નવાબો સાથે મને કામ નથી.' (ઊભો થઈ જાય છે. કદાવર શરીર ઊંચું થાય છે. આંખો ચમકારા મારે છે.) 'બોલ, શાહ થવાના ખ્વાબમાં ઊંઘનાર અમીર, બોલ—તારે મારૂં શું કામ હતું ? મેં તો જે સાચું હતું તે કહ્યું.'

અમીર : ( બેસી જઈ ) 'નહિ, નહિ—તમે અકળાઓ નહિ. પણ હમે લાચાર છીએ.'

ઓલીઓ : 'જેનું દિલ ડરી ગયું છે, તેનું બદન કફન જેવું જ સમજવું !'

અમીર : 'તો શું કરવાનું સૂચવો છો ?'

ઓલિઓ : 'તારા ભંડાર ભરવા માંડ. તારો ખજાનો તર કર, કે તમને નહિ તો તમારા કોઈ વારસને કામ આવશે. તારી રૈયતને સમશેરની તાલીમ લેવા દે. તારી પલટણોને કાબેલ બનાવી રાખ. તને નહિ, પણ મુલકને કામ આવે તેવી મુરાદ રાખ.'

અમીર : 'અમારી પલટણો! શાહ સાહેબ! ચાર દિવસ પણ હમે લઢીને ટકીએ નહિ.'

ઓલીઓ : 'વાહ, વાહ. હવે ત્યારે તમે સમજો છો ખરા!'

અમીર : 'સમજીને કરીએ શું? સો, સો વર્ષના કાટ ચઢયા છે.'

ઓલીઓ : 'તમારા મન પર કાટ ચઢયો છે, અને ખૂબી તો એ છે કે તમારા દિલમાં કીડા પડયા છે.'

અમીર : 'શાહ સાહેબ શું કહો છો?'

ઓલિઓ : 'જનાબ સાચી વાત છે–તમને સાચો ઇમાન નથી. ઇન્સાનિયતનો ઇસ્લામ તમને પ્યારો નથી. મસ્જિદ અને મોલવીઓનો ધર્મ, તમને સાચવવા પૂરતો, તમે માનો છો; તે સાચવો છો. ઇસ્લામ તો ઇન્સાનિયતનો પેગામ છે. હિંદુઓનો વેદ, એશિયાના પહાડી શિખરમાંથી સર્જાયો ને પથરાયો–ઇસ્લામ રેતીના રણમાંથી પથરાયો–ને બેઉ–વેદ અને કુરાન–પાક પરવરદીગારની કોઇ અવનવી કરામતથી આ ભરતખંડમાં ભેળા મળ્યા. અને યાદ રાખજો–નવા ઇમાનનો કોઇ અજબ આફ્તાબ અહીંથી પ્રકટ થશે. રૈયતને ઇન્સાનિયતનો નવો પેગામ અહીંથી દુનિયાને મળશે. જનાબ, તમે ફક્ત ઇસ્લામના જ નહિ, પણ ઇમાન, ઇજ્જત અને ઇલમના નૂર

થઇ શકો છો-આંખોમાં તરવરાટ લાવી જરા જુઓ ને આવતો જમાનો પારખો, જનાબ.'

અમીર : 'ચોક્કસ રાહ કહો-શાહ સાહેબ!'

ઓલીઓ : 'રાહ તો સાફ છે. વહીવટની નવી રચના કરો, ઉમરાવોને કાબૂમાં રાખો-રૈયતને તરબીઅતક તાલીમ આપો-ખેતી લીલી બનાવો-હુન્નર ઉદ્યોગની સજાવટ કરો. ખજાનો એકઠો કરો-એકની જરૂર પડે હજાર ખર્ચી શકાય તેવી અનામત રાખો, અને તમારી દહેશત મૂકી દો.'

અમીર : 'મારી દહેશત-શું મૂકી દઉં?'

ઓલીઓ : 'તમને-સૌ રાજાઓને-પરહેઝ કરે-ઉઠાડી મૂકે-ખાલસા કરે-તેવી બીતિ છે તે છોડી દો. અને તમારૂં એકજ ઇસ્લામી રાજ મુસલમાનોની આંખ થઇ રહે ને સારા મુલકની પાંખ થાય તેવો વર્તાવ રાખો. મુલકમાં ફરો-અમારા પ્રાંતોના અકાબરો સાથે ઓળખાણ કરો. સંબંધો રાખો. તમને સલ્તનત અડકી શકશે નહિ-સલ્તનતને તમને સાચવવામાં જ સ્વાર્થ છે.'

અમીર : 'કેમ?'

ઓલીઓ : 'તમારે નામે દેશના મુસલમાનોને ખુશ રાખી, ભોળવી તાબે રાખવા-અણીને મોકે તમને આગળ કરી આખા દેશને તાબે રાખવા-ને તેમાં મુસલમાનોનો ઉપયોગ કરવા-જરૂર પડે ઇસ્લામની દુનિયામાં તમને મોખરે રાખી, પાછળ તોપ ગોઠવી, તમારી મારફત, તેની સલ્તનત ને લાગવગ દિલ્હીથી મીસર સુધી કાયમ રાખવા!'

અમીર : 'સમજમાં આવે છે. શાહ સાહેબ-તમો કોઇ મોટા ઇસ્લામી છો-તમારી આંખોમાં તવારિખની તમન્ના છે-પરવરદીગાર તમારા જેવા દશ ઓલિઆઓ ઇસ્લામને આપે.'

ઓલીઓ : 'ખૂદાની મહેર છે. જનાબ, ઇસ્લામનો હું સેવક છું. હિંદુસ્થાનનો હું પરવરશ છું. રૈયત હિતની પરસ્તી મારો સાચો ધર્મ છે. હિંદુસ્થાનની આઝાદી મારી એક જ તમન્ના છે.'

અમીર : 'બીજી કાંઈ ફરમાશ છે-ફરી મુલાકાતે આવશો ?'

ઓલિઆ : 'જનાબ, મુલાકાતનો સવાલ નથી. ઉપયોગ હોય અને જરૂર હોય તો મળીશ. પણ હું જે કામે આવ્યો હતો તેમાં અલ્લાહની મહેરથી સલુકાઇ મળી છે. ને હવે આઠ–દસ દિવસમાં હું ચાલ્યો જઇશ.'

અમીર : 'મારી ઉંમર થઇ છે. આપની તમામ વાત હું ખાસ મારા નબીરાને કરીશ. ને તેનો રૂક્કો કરી મારા કબીલાને ખાનગીમાં ફરમાવીશ.'

ઓલીઆ : 'કોઇ રૂક્કાની જરૂર નથી. આપ પોતે શાયર છો, ખૂબ કાવ્ય બનાવી આપના નબીરાની જબાનમાં મૂકાવોને. નિમાઝની આયત માફત રોજ પઢે તેમ ફરમાવો. એટલી જ મારી આરઝુ છે.

અમીર : 'ખુદા, શાહ સાહેબ, સિધાવો, દુઆ આપો.' (ઊભો થઇ સ્હેજ માથું નમાવે છે. હાથ લાંબા કરે છે.)

ઓલીઆ : (અમીરનો હાથ પકડી) 'અલ્લાહ આપને દિમાગ–દિલ–દિલેરી ને દિલાવરી આપે–જનાબ, મને રૂખસત આપો.'

'અમીરે તાળી પાડી એટલે તેના માણુસો તુરત આવ્યા. ને હું ત્યાંથી વિદાય થયો ને દરગાહ પર ગયો. ને આવી રીતે હું જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં વેદાન્ત અને ઇસલામના સમન્વય

અને હિંદુ-મુસલમાન શરાફત અને મોહબતની સમજુત આપી એકમત એક જૂથ થવાની નોબત પોકારી છે-મા.'

*

દેવી : 'હુસેન-મારા ભાઈ! તેં તો અણમૂલ કામ કર્યું છે ને હજુ તો તારે કેટકેટલાં કામ કરવાનાં છે. ખાં સાહેબ, ઓલીઆએ અજમેર શરીફમાં ક્યારે પડાવ નાંખવા વિચાર રાખ્યો છે!'

હુસેન : 'કેમ મા-કાંઈ છે- ત્યાં?'

દેવી : 'અજમેરમાંથી-કરાંચીથી માંડી સિયાળકોટ અને લખનૌથી-ખંડવા સુધી નજર રખાય ને કામ કરાય-અહોહો! કેવો મ્હોટો પ્રદેશ ને કેટલી ભવ્ય શક્યતાઓ છે!'

હુસેન : 'મા-શું કરાવશો?'

દેવી : 'જે દક્ષિણમાં કર્યું અને કરાવ્યું તેજ!'

હુસેન : 'મા-મુસલમાન છું અને આ તો તદ્દન જૂની માન્યતાનો હિંદુનો દેશ છે!'

દેવી : 'તેથી જ વધારે સગવડ છે ને તારી મદદમાં પૂર્ણાનંદ સ્વામી ત્યાં પાસે પાસે ફરતા હશે. ત્યાંની સૂકી ભૂમિમાં જરા નવાં પાણી સીંચો.'

હુસેન : 'પૂર્ણાનંદ કોણ છે મા?'

દેવી : 'તમારો મુરબ્બી છે-હુસેન, મારતંડ પૂર્ણાનંદ થયા છે ને!'

હુસેન : 'તારે હવે, અહીં મારો બીજો રિપોર્ટ તો બધો યાદીમાં છે-મને ખાસ કાંઈ કહેવાનું છે?'

દેવી : 'ના, હમણાં તું જરા માંદો પડી જા ને ઘેર જઇ બાર મહિના આ બંગાળના તોફાનનું કેમ થાય છે, પછી વાત.'

હુસેન : 'તમને કેમ લાગે છે–મા ?'

દેવી : 'તું શું ધારે છે ?'

હુસેન : 'આ લોક લાગણીવશ છે, ઉશ્કેરાશે ને ધમપછાડ કરશે–પણ...'

દેવી : 'પણ-શું ?'

હુસેન : એમનામાં કર્તવ્યાર્પણ નથી–મા.'

દેવી : 'હુસેન–તમે લોકે પાંચસો વર્ષ બંગાળને પગ તળે ચગદ્યું છે, એટલે બાયલું જ હોય ને ?'

હુસેન : 'હમારા સમયમાં તો બંગાળીઓ હમારી સામે લઢયા હતા ને સાથે રહી પણ લઢયા છે. આ તો દોઢસો વર્ષની અંગ્રેજ આબાદી છે–મા.'

દેવી : 'મને કાંઇક ફરેબ લાગે છે. પૂર્વ બંગાળના મુસલમાનોને છૂટા પાડવા કોશિષ થશે !'

દેવી : 'એ તો જે સત્તાધિશ હોય તેને કોઇના કોઇ અમીચંદ મળી આવે–પછી અંગ્રેજ હોય કે મુગલ હોય કે હિંદી હોય !'

હુસેન : અમીચંદોની ઓલાદ તો કાયર દેશ અને પામર પ્રજામાં અખ્યાતી રહેવાની.'

દેવી : 'પણ, તો પછી આપણું બધું કામ નકામું જ ગણવાનું હુસેન.'

હુસેન : 'મા, આ કલમથી કંપતા મુલકમાં એક હાયકાનો દાવાનળ સળગે નહિ, ને હોળીના કેસુડાના શરબતની

માફક લોહીના રંગ ભૂમિ પર છંટાય નહિ, ત્યાં સુધી રૈયતનાં હીમ થઇ ગયેલાં હૈયાં ઉકળશે નહિ ને અમળાઈ ગયેલી અક્કલ સવળું જોશે નહિ, ને અચાશ્રા શરીર તથા એદી હાથો ઉશ્કેરાશે નહિ.'

દેવી : 'એજ માર્ગે જવું પડે તો હું નિઃશ્વાસ નહિ નાંખું. પણ બીજો માર્ગ છે હો !'

હુસેન : 'શું મા ?'

દેવી : 'અંગ્રેજો સમજે ને આપણને શીખવી, તેમના સાચા સહોદર કરી, જગતમાં તેમની સાથે શાંતિ અને સંસ્કૃતિ સ્થાપવા-સમૃદ્ધ અને શક્તિશાળી થવા આપણને કેળવે અને પોતાના કરી લે, તે.'

હુસેન : 'મા, આ તમારાં સુંદર સ્વપ્ન છે. અંગ્રેજોને પરગજુ શું કરવા માનો છો ? એ તો વેપારી પેઢી છે. તેણે આપણી કમઅક્કલ અને કમતાકાત આપણા અંગત હિતો અને આકાંક્ષાનો લાભ લીધો; બાકી તેઓ કાંઇ આપણું શ્રેય કરે તેમ હું માનતો નથી.'

દેવી : 'કોણ જાણે ઇશ્વરની લીલા કેવી હશે, હુસેન !'

હુસેન : 'મા, ઇશ્વરને સ્મરી માળા ફેરવવાથી કાંઇ વળતું નથી. સલતનતો તો સમશેરથી સંપાદન થાય છે, સંહાર થાય છે ને સચવાય છે. માટે આ સમાધાનની વાતની કલ્પના કેમ કરો છો !'

દેવી : 'હુસેન, સમશેરથી કાંઈ નહિ વળે. સમશેર રક્ત રેડે પણ સમશેર એક બિંદુ લોહીનું બનાવી શકે નહિ. જે પળે સમશેરમાંથી કોઈ કીલકીલાટ કરતું બાળક સાંપડયું, એવો ચમત્કાર થશે-ત્યારે હું સમશેરને ઇશ્વર માનીશ.'

હુસેન : ' મા, મા. તમે શું કહો છો ? '

દેવી : ' હુસેન, સમશેર તો શહિદોને શોભે. સ્વદેશના રક્ષણ કાજે, પ્રજાના આત્મા કે સ્વમાનની સાચવણી કાજે, કેસરિયાં ને જૌહર શોભે. જે સમશેર આક્રમણ કરે તે અન્યાય કરે. તે સમશેરનો નાશ કરવો, તેજ પુણ્ય છે.

હુસેન : ' તો મા, અંગ્રેજની સમશેરે તેમજ કર્યું છે ને તેનો નાશ કરવામાં પુણ્ય તમારી કહેવતથી જ ઇષ્ટ છે.'

દેવી : ' ના, અંગ્રેજની સમશેરે હિંદુસ્થાન જીત્યું નથી. અંગ્રેજની અક્કલ અને એકનિષ્ઠા ને આપણી બેઇમાની અને દેશ પ્રત્યે બે દિલથી-આપણે, આપણા જ માણસોની મદદથી તેમને આપણે લેવા દીધું-એમજ કહો કે તેમને સાંપ્યું છે-તેઓ હવે સાચવે છે ને તેમાંથી નફો કરે છે-તેમનો શું વાક ?'

હુસેન : ' પણ તેમ ક્યાં સુધી ચલાવવા દેવું મા ?'

દેવી : ( આંખમાં તેજ આવે છે ) ' સમજ સીધી થાય, જનતાના આગેવાનોમાં દેશની દષ્ટિ આવે ને બાળકોની માતાઓ તેમના સ્તનમાંથી પોતાના બાળકોને દેશપ્રેમનાં દૂધ પાય ને અન્યાય કાજે-સત્ય કાજે-રાષ્ટ્ર કાજે-સંસ્કૃતિ કાજે-શહિદીનાં હાલરડાં ગાય ત્યાં સુધી હુસેન.'

હુસેન : ( ઊભો થઈ જઈ માથું નમાવે છે ) ' મા-મા. ખરૂં કહ્યું, પણ પછી તો આપણી બગાબતમાંથી સલતનત થશે ને ? '

દેવી : ' બગાબત નહિ, ને સલતનત તો નહિજ હુસેન, બગાબત તો બે દિવસ નહિ ટકે ને સલતનતનો ખ્યાલ પણ કરવો નહિ-' આવામ બાદશાહ રૈયત રાજ '-એજ સૂત્ર

ભારતમાં પ્રસારવું ને તે કાજેનો મંત્ર–રૈયત હિતની ભક્તિ અને તે કાજે સ્વ–બલિદાન.'

હુસેન : આ સત્ય છે–પણ મા, પૂછું ? તમારૂં મન અંગ્રેજ તરફ કેમ પક્ષપાત કરે છે ! '

દેવી : ' કારણ છે, હુસેન–તેઓ અહીં સો વર્ષથી છે, તેમનો ને આપણો દૈવયોગે કાંઇ સંબંધ જોડાયો છે–એ સંબંધ સુધારવો ને સોનેરી કરવો તેમાં ખરૂં રાજનીતિજ્ઞપણું છે. આપણી તાકાત ને કાબેલિયત એમની મદદથી કેળવી–આપણું સ્થાન મેળવવું ને એમની મદદ ખોવી નહિ. તેમાં આપણું હિત છે, એમ માનું છું.'

હુસેન : ' બીજા સંબંધો કહી શકાય, મા ?'

દેવી : ' જો, ચીનની દશા જો, ઇરાનની દશા જો–વરૂની માફક તેની વહેંચણી કરવા યુરોપનાં રાજ્યો મથે છે. તે સ્વતંત્ર હતા ને છે- છતાં તે કેમ વિકસ્યા નહિ ને લાચાર રહ્યાં ? આપણી કદાચ એથી પણ ખરાબ દશા થાત. આજે આપણો આખો ભરતખંડ એક અને અંકિત છે–તે મહાસિદ્ધિ છે. એ કદીએ ન તૂટે તે જોવાનું છે- તેમાંથી આપણા બેઉના ધર્મનું ને પ્રજાના ઉદ્ધારનું હિત છે.'

હુસેન : ' તમારૂં માનસ–સમાધાનનું છે–મા ?'

દેવી : ' હા, જગતભરમાં સમાધાન–સમજાવટ અને સમજુત પછી–સ્વમાન અને સ્વહિત–સાથનું, મૈત્રી માટેનું સમાધાન જ એકજ–સર્વકલહ અને કષ્ટનો સનાતન ઉકેલ છે– સમજ્યો ?'

હુસેન : ' અંગ્રેજો આવું સમાધાન કરશે ? '

દેવી : ' હા, આગેવાનો પ્રજાને સબળ કરશે તો પ્રજા-હિતમાં સમાધાન થશે. અને આગેવાનો પ્રજાને અંધારામાં રાખી કેવળ રાજકીય કે આર્થિક હિત જોઈ વિચારી વર્ગો ને વર્તુલને બળવાન કરતા હશે, પક્ષવૃત્તિથી કામ લેશે, તો આગેવાનો સાથે પ્રજાને નામે જુદું સમાધાન થશે, અને દેશમાં નવી તરહની ગુલામી આવશે. પ્રજાને તો પછી બળવો કરવાનો બાકી રહેશે-પોતાના જ છત્ર સામે-અને તે વધારે કઠણ પડે; અને તે પ્રસંગ વિપરિત થઇ પડે. તેમાંથી માર્ગ તો કાંઈ અદ્ભુત પ્રભાવશાળી-અગમ્ય બુદ્ધિમત્તા પ્રજાહ્રદયના પારખુ હોય તે જ નૈસર્ગિક આત્મ સમજથી કાઢી શકે. '

હુસેન : ' અલ્લાની ઇચ્છા, મા ! ભારતના ભાગ્યમાં કોણ જાણે શુંયે સંતાપ ને કેટલાએ પરિતાપ હશે-મને રજા આપશો ? '

દેવી : ' હા, તમે બધા મળવાના છો કે નહિ ? '

હુસેન : ' તમો કહો તેમ કરીએ ! '

દેવી : ' આવતી સાલે કે પછી અજમેરના ઓરસ વખતે રાખો ને બેઉ એકજ વખતે હોય તો હું પણ પુષ્કરજીની યાત્રાએ આવું-ઉતાવળ શી છે ? '

હુસેન : ' વારૂ મા ! મને આશિષ આપો. '

દેવી : ' તું, જાઉં છું કહે છે ને જતો કેમ નથી-વાત કરાવે છે. તે શું છે હુસેન, કાંઈ છે ? '

હુસેન : ( પાસે જઈ ) ' મા, મારૂં મન માનતું નથી. '

દેવી : ' કેમ ? '

હુસેન : ' તમે અહીંથી નીકળી જાઓ. '

દેવી : 'શું છે?'

હુસેન : 'મને દગાનો સંદેહ છે, ને આ બધા તમે કહો તેમ તોફાન કરશે પણ માથે આવી પડશે તો પગે પડી બધું બોલી દેશે.'

દેવી : 'એ લોકો કાંઈજ જાણતા નથી.'

હુસેન : 'તે ખરૂં પણ તમને તો પુરાવી દે.'

દેવા : 'હા એ શકય છે–તેનો ઈલાજ છે–હુસેન! પેલા પોલીસ રાયસાહેબ–રાયબહાદૂર–થઈ અહીં આવ્યા છે-તે કામ લાગશે. ખાત્રી રાખજે.'

હુસેન : 'બસ હવે મને નિરાંત થઈ–જઈશ.'



૧૦

કલકત્તાની એક મોટી સરકારી ઑફિસમાં એક ખંડમાં પટણામાં જોયા હતા તે પોલીસ ડેપ્યુટી સાહેબ–પછી રાયબહાદુર બન્યા હતા તે–ટેબલ આગળ બેસી વિમાસણમાં બારીબાર એકી નજરે નિહાળતા હતા. વારેવારે ટેબલ પર બે ચિઠ્ઠી હતી તે જોતા હતા. એકમાં ત્રિપુંડ્ર અને ત્રિશુલના ચિત્ર સિવાય કાંઇ નહોતું. બીજીમાં આખા બંગાળના પોલીસ વડા–આઇ. જી. વી.ની ખાનગી ચાર લીટી હતી–'મને મળી જજો.'

રાયબહાદુરની આંખ આગળ ઘણાં ચિત્રો આવી ગયાં. તેમનું બાળપણ–તેમનું સગપણ–તેમનું નોકરીમાં રહેવું-લૂંટ પકડતાં જીવનું જોખમ થયેલું તેમાંથી કોઇ સાધુએ તેમને બચાવેલા–ને સારવાર કરેલી–સાધુએ આપેલી દેશ-હિત–રૈયત પ્રેમ રાષ્ટ્રભક્તિની દિક્ષા-વખતોવખત કોઇ કોઇ સોંપેલાં ને કરેલાં નાનાં મોટાં કામ-પટણામાં દેવી–આવી–રહી–ને વિદાય કરી–પછી તેણે દેશમાં પર્યટણ આરંભ્યું, તેના પર નજર રાખવાનું કામ તેમને સોંપાયું, તેમણે ખૂબીથી બુદ્ધિસર પણ કાયદાથી રક્ષિત એવી રીતે પ્રવૃત્તિઓને વર્ણવી–શંકા આવે પણ સાબિતી હોય નહિ, તેવી રીતે રિપોર્ટ કરી દેવીને સાચવી હતી. હવે તેની ગૂંચવણ વધી હતી. તેમનું પોતાનું સ્થાન બહુ ઊંચું ગયું હતું. વચમાં અનેક નાના અધિકારીઓની

હશોબા હતી. તેમની ચારણીમાંથી આવતા રિપોર્ટોને ભરોંસો આપવાનું મુશ્કેલ થઇ પડે તે સ્વાભાવિક હતું. વળી દેવી હમણાં જ કલકત્તે આવી પંદર દિવસથી–મહાભારતની કથા કરતી હતી–કોઇ મંદિરમાં તે ઉતરી હતી. પણ ત્યાં તે જડતી નહિં. કેવી રીતે ને ક્યાં જતી, બેસતી, તેની તપાસ ચાલતી હતી. છતાં કૉલેજોમાં–નિશાળોમાં–કારખાનાઓમાં નવી રીતનો ગણગણાટ અને સળવળાટ અમલદારોના ચકોર કાને સંભળાઈ–સમજાઇ ગયો હતો. પોતે અલિપ્ત રહી શકે તો સારૂં, પણ આજે જે આપત્તિ શરૂ થઇ હતી, ત્રિપુંડ્ર અને ત્રિશુળ મોકલી દેવીએ તેને સ્મૃતિ કરાવી હતી. ફરી તે જ ચિહ્ન–આવે તો તેને મળવાનું નિમંત્રણ સમજવાનું હતું. તેના વડાએ તેને બોલાવ્યો હતો. કદાચ આ જ કામ હશે ? કોના પર ભરોંસો રાખવો ? વિચિક્ષણ પ્રસંગ કેવી રીતે પાર કરવો તેની વેતરણમાં તેઓ બેઠા હતા. તેટલામાં બારણું ઉઘડ્યું ને એક સામાન્ય માણસ સાદા પોષાકમાં અંદર આવ્યો, ને ઊભો રહી સીદ્ધા હાથે સલામ કરી. રાયબહાદુરે સામે જોઈ પૂછ્યું, ‘કેમ સલીમ ?’

આવનાર સલીમ : ‘હઝુર, મને તો આ સાધુબાઈ બહુ વિચિત્ર લાગે છે. એનું ચોક્કસ રહેઠાણ હું શોધી શક્યો નથી. પણ મંદિરમાં એને ઘણા મળવા આવે છે ને બધા સાથે તે ખુલ્લી રીતે વાત કરે છે. કથા કરે છે ને સ્ત્રીઓ સાથે ચર્ચા કરે છે. હિંદુ–મુસલમાન ઘણી બાઇઓ વાત કરવા જાય છે.’

રાવબહાદુર : ‘સ્ત્રીઓને શું કહે છે ?’

સલીમ : ‘હજુર, મારી બહેન ત્યાં ગઇ હતી. તેને કહ્યું કે બહેન, તારે દુઃખી રહેવું નહિ–તારો ભાઇ હોંશિયાર માણુસ છે. જે ઈમાન સમજે ને ઈમાન સાથે જીંદગી જીવે તેના પર

ખુદાની મહેર હોય છે. બાકી તો બહેન! તું શું કરે! મારી બહેને પૂછ્યું કે તમે મારા ભાઈને ઓળખો છો? ત્યારે કહ્યું કે, ઘણા મળે છે. કોઈ દિવસ જોયા હશે-પણ તારા જેવો નેકીવાળો હોય તો મુલકનું ભલું કરશે. ને પછી નામ પૂછી કહ્યું, કે ફાતમા! તારે લગ્નની વાર છે. બે વર્ષ પછી કોઈ સરસ ખાવીંદ તને મળશે એમ મને લાગે છે. મારી બહેન તો હેરત પામી ગઈ. અને તેવી રીતે કોઈને કોઈ જાય છે તેને તે કહે છે. એ ક્યાંથી આવી, કોણ છે, તે કોઈ જાણતું નથી.'

રાવબહાદુર : ' તે તો તારે શોધવાનું છે. તારે ઇમાનદારીથી નોકરી કરવાની છે, સલીમ.'

સલીમ : ' સાહેબ, મેં કદી હરામી કરી નથી.'

રાવબહાદુર : ' પણ નહિ જ કરે તેની શી ખાત્રી-પૈસો ઈમાનને પણ પીગળાવી દે છે.'

સલીમ : ' તોબા! તોબા સાહેબ.'

રાવબહાદુર : ' પછી એ બાઈ ચર્ચામાં કાંઈ ખાસ કહે છે?'

સલીમ : ' ઘણું ઘણું, ઘણી રીતે, કહે છે. પણ એનો સાર એજ હોય છે કે, ઇમાન ખાતર-દેશ ખાતર-રૈયત ખાતર-મરદ ને ઓરત બેઉએ બચ્ચાંને જીવવા અને જાન આપવા કેળવવા.'

રાવબહાદુર : ' બરાબર છે, તેમાં ખોટું શું છે-સલીમ?'

સલીમ : ' પણ આજનું શું સાહેબ?'

રાવબહાદુર : ' કેમ એમાં રાજને શું?'

સલીમ : ' માફ કરજો, આપ મહેરબાન છો. આપ મોટા ઉપરી છો ને મારી મશ્કરી કરશો તો?'

રાયબહાદુર : 'કેમ વળી તે શું છે!'

સલીમ : 'તો સાહેબ આ તો અંગ્રેજનું રાજ છે.'

રાયબહાદુર : 'તેમાં શું?'

સલીમ : 'પણ મુલક તો આપણો છે. રૈયત તો હિંદુ મુસલમાનની છે.'

રાયબહાદુર : 'એટલે તેમાં તારે શી પંચાત છે-છાને રહી.'

સલીમ : 'તો સાહેબ-આ સાધુબાઇ રૈયતની વાત કરે તે રાજ વિરુદ્ધ ગણાય કે નહિ?'

રાયબહાદુર : (ખડખડાટ હસી) 'રાજ તો રૈયત કાજે છે. મહારાણી વિક્ટોરિઆએ ઢંઢેરો પીટી રૈયતની આબાદી ને શાંતિ સુખાકારીનાં વચન આપ્યાં છે-સલીમ?'

સલીમ : 'પણ એ બધું ક્યાં છે, સાહેબ!'

રાયબહાદુર : 'કેમ, શું નથી?'

સલીમ : 'રૈયતમાં ક્યાં આબાદી કે સુખાકારી છે?'

રાયબહાદુર : 'તો શું છે!'

સલીમ : 'અરે સાહેબ, તમે મોટા માણસો; પંદરસોનો પગાર મળે તેમને શું?-ગરીબ લત્તામાં શી હાલત છે તે તમને ન સમજાય સાહેબ!

રાયબહાદુર : 'તે મારે સમજવાનું કામ પણ શું?'

સલીમ : 'કેમ નહિ સાહેબ, તમારે બધી વાતની, લોકમતની-લોકશક્તિની બાતમી રાખી રજુ કરવાની-આપે જ મને શીખવ્યું છે તેથી કહું છું.'

રાયબહાદુર : ( હસીને ) 'તે શું બાતમી લાવ્યો છું ! ઉલટો તું તો ભાષણ કરે છે !'

સલીમ : 'નહિ સાહેબ, મને માફ કરો. હું તો પૂછતો હતો કે રૈયતહિતની વાતો આપણા સાહેબો રાજ વિરુદ્ધ કેમ ગણે છે ?'

રાવબહાદુર : 'રાજહિત અને રૈયતહિત એક હોય ત્યારે રાજદ્રોહ સંભવે નહિ—આપણે ત્યાં તે વીસરાઇ ગયું ને વંશ-હિત અને કોમ-હિતની વૃત્તિ થઇ, એટલે અંગ્રેજોએ આપણો ઉદ્ધાર કરવાનું માથે લીધું.'

સલીમ : ( અચંબો પામી ) 'સાહેબ !'

રાવબહાદુર : 'ખરૂં છે, પછી અંગ્રેજને 'સત્તા અને દ્રવ્ય 'નો લોભ લાગ્યો; એટલે હવે રૈયતહિતમાં રાજહિત છે, તે વચનમાં રહ્યું, અને અમલમાંથી જતું રહ્યું.'

સલીમ : 'આપ તો સરકારનો દોષ કાઢો છો !'

રાવબહાદુર : 'જરૂર ! મેં મારા રિપોર્ટમાં લખ્યું છે કે રાણીનું વચન પાળવા સક્રિય પ્રયાસ કરીને પ્રજાનાં મન પાછાં મેળવી લેવાય તેમાં જ સરકારનું હિત છે.'

સલીમ : 'આ સાધુબાઇ પણ તે જ કહે છે, સાહેબ !'

રાયબહાદુર : તો પછી તેમાં રાજની સેવા છે. સલીમ ! રાજવિરુદ્ધ શું રહ્યું ?'

સલીમ : સાહેબ—તો પછી એના પર તપાસ કેમ રહે છે !'

રાયબહાદુર : 'શત્રુ અને મિત્ર, સૌની ચોકસાઇથી તપાસ રાખવી, તે રાજનું એક કામ છે.'

સલીમ : ( સામું જોઈ ) ‘ તો મારે કેવી રીતે રિપોર્ટ કરવો’ ?

રાયબહાદુર : તેં જે સાંભળ્યું હોય ને જોયું હોય તે તમામ–ટીકા–વગર, સમજ્યો ? વિશેષ કાંઇ નહિ.’

સલીમ : ( આગ્રહ પૂર્વક ) ‘ મારો અભિપ્રાય લખવો કે નહિ સાહેબ ? ’

રાયબહાદુર : ‘ તારી પાસે રિપોર્ટ કરવાનું કામ છે; સલીમ ! અભિપ્રાય આપવાનું તારૂં કામ નથી. અભિપ્રાય બાંધવાનું કામ પણ તું હમણાં કરતો નહિ. હજુ તારે બહુ શિખવાનું ને સમજવાનું છે સલીમ ! ’

સલીમ : ‘ સારૂં સાહેબ એકદમ મત બાંધવો નહિ ને ઉચ્ચારવો નહિ, તે શિક્ષણ હું ભૂલી ગયો.’

રાયબહાદુર : ‘ કાંઈ નહિ, અને સલીમ તારી બહેને પાછી જશે કે ? ’

સલીમ : ‘ મોકલું, સાહેબ ? ’

રાયબહાદુર : ના રે, જાય તો જરા કહેજે કે સાધુબાઈ પાસે જાણી લાવે કે તે તાજિયા સુધી રહેવાનાં છે ?’

સલીમ : ‘ જેવો હુકમ સાહેબ, હું રજા લઉં છું.’

રાયબહાદુર : ‘ વારૂ–ને સલીમ, ઇમાન કદી ચૂકવો નહિ હો.’

સલીમ : ‘ જી, સાહેબ કદી નહિ ભૂલું.’

એ જુવાન ગયો, અને રાયબહાદુર ઊભા થઈ, પાઘડી પહેરી, બહાર નીકળી, મ્હોટા સાહેબની ઑફિસ તરફ ગયા.



# ૧૧

સરકારી સેક્રેટરીએટના વિશાળ મકાનના એક ખંડમાં ઇલાકાનો પોલીસનો વડો, ટેબલ આગળ ભ્રમર ચ્હડાવી બેઠો છે. ચપરાસી કાર્ડ લઈ આવે છે. ને તેણે 'સલામ બોલો' કહ્યું. અદબથી ચપરાસીએ જઈ બારણું ખુલ્લુ રાખ્યું ને રાયબહાદુર સાહેબ અંદર આવ્યા. જરા નમી સીધ્ધા અક્કડ થઈ સલામ કરી કહ્યું. 'કેમ છો સાહેબ, ખુશી છો ને.' સાહેબ ખુરશી પરથી ઊભા થઈ, હસ્ત લંબાવ્યો ને કહ્યુ. 'ઠીક છું. રાયબહાદુર તમે કેમ છો?' 'તમે' અને 'કેમ' ઉપર સ્હેજ ભાર સ્વરમાં હતો, તે રાયબહાદુર કળી ગયા ને ગંભીર થયા.

રાયબહાદુર : 'હમણાં જરા ફિકરમાં છું.'

સાહેબ : 'શું છે વળી–કાંઈ ખાસ છે?'

રાયબહાદુર : ( સહેજ હસી ) 'જૂનું દર્દ છે, સાહેબ.'

સાહેબ : 'તમારૂં શરીર તો ફક્કડ છે, રાયબહાદુર! દર્દ શેનું?'

રાયબહાદુર : ના રે, સાહેબ, શરીર પર તો પ્રભુની કૃપા છે.'

સાહેબ : 'ત્યારે:શી વાત છે.'

રાયબહાદુર : 'એ તો સાહેબ, એક જૂનો કેસ છે. તે વખતોવખત હેરાન કરે છે.'

સાહેબ : 'અરરર–તમારા જેવા બાહોશ, જૂના કેસનો નિકાલ લાવી શકતા નથી!'

રાયબહાદુર : 'સાહેબ, નિકાલ લાવવાનો અર્થ નથી.'

સાહેબ : (ભ્રકૂટિ ચ્હડાવી) 'એટલે–કારણ?'

રાયબહાદુર : 'તો પછી બધી રાજકીય જાળ ક્યાં પથરાય છે, કેવી પથરાય છે, કેટલી પથરાય છે, તેની મુખ્ય કડી લૂટી જશે.'

સાહેબ : 'એવડું મ્હોટું શું છે?'

રાયબહાદુર : 'સાહેબ, આ તો ઑલઇન્ડીઆ કેસ છે. પોલિટિકલ છે. એક સાધવી બાઈ દસ–બાર વર્ષથી દેશભરમાં ઘૂમે છે. યજ્ઞો કરે છે. વિદ્વાનો અને વિદ્યાર્થીઓ, પંડિતો અને મોલવીઓ સૌને મળે છે. અને પ્રજામાં શારીરિક સુખાકારી અને ઉત્તમ કેળવણીની સલાહ આપે છે. દેશમાં નવી સંસ્કૃતિ જન્મે તેમ તેની મહત્વાકાંક્ષા છે. પ્રજામાં પ્રાણ અને બળ આવે તેવી ભાવના રેડે છે. તેણે શક્તિયજ્ઞો કર્યા છે, અને સંસ્કૃતિની પરબો માંડવાનું તે હવે કહે છે. તે બાઈ નિખાલસ છે ને નિર્મળ છે.'

સાહેબ : 'એ કોણ છે? મ્હેં કાંઇક સાંભળ્યું છે.'

રાયબહાદુર : 'સાહેબ, એને જનતા જહાનવી મૈયાના નામથી ઓળખે છે. પણ ગુપ્ત રીતે તે કોઇ જૂના સંન્યાસીની દીકરી છે ને વર્ષો પહેલાં તેના પિતા પરલોક થયા પછી તે આ પંથે વળી છે, અને હવે સાંભળ્યું છે કે તે સરસ્વતીની મહાપૂજા કરનાર છે. તે હમણાં કલકત્તામાં છે, મુક્તેશ્વર

મહાદેવના મંદિરમાં ઉતરી છે, અને મારી તપાસ બારીક રીતે ચાલે છે.'

સાહેબ : 'રાયબહાદુર, તમે બાહોશ અમલદાર છો. મ્હેં તમને આ બાઇ કાજે ચીઠ્ઠી લખી હતી.'

રાયબહાદુર : 'કેમ સાહેબ, કાંઇ ખાસ છે?'

સાહેબ : 'જમીનદાર મહારાજા સાહેબને ત્યાં એક મ્હોટો સંગીતનો જલસો થવાનો છે. તેમાં મારે જવાની ઇચ્છા છે. તેને મારે જાતે જોવી છે. તમારે સાથે આવવાનું છે, ને ગોઠવવાનું છે.'

રાયબહાદુર : 'બહુ સરસ સાહેબ, હું મહારાજા સાહેબને મળી સૂચન કરીશ.'

સાહેબ : 'નહિ, નહિ. એમ નહિ. તદ્દન આડકતરી રીતે જ થવું જોઇએ.'

રાયબહાદુર : 'અહો, તે તો વધારે સગવડ પડશે.'

સાહેબ : 'કેવી રીતે?'

રાયબહાદુર : 'એના મુનિમ અને સેક્રેટરીને જરા ઇશારો કરવાનો.'

સાહેબ : 'સેક્રેટરી પેલા મી. દત્ત છે, તેજ કે?'

રાયબહાદુર : 'હાજી, ઘણા વખતથી એમનું નામ 'રાયસાહેબ' વાસ્તે ભલામણની યાદીમાં છે.'

સાહેબ : 'એમ? ઠીક, લાયક હશે તો ચોક્કસ આ વર્ષે જોઇશું.'

રાયબહાદુર : 'એ તો તેમણે સાબિત કરવાનું છે સાહેબ, આપણે તો સલાહ આપીએ. વિશેષ શું કરીએ!'

સાહેબ : 'બરાબર છે, રાયબહાદુર ! તમે ઘણા ચાલાક છો.'

રાયબહાદુર : 'આપના જેવા ગુરૂઓ પાસે શીખ્યો છું. હજુ આપની પાસેથી વધારે શીખું એવી મને ઉમેદ છે.'

સાહેબ : 'ઓ–હો,' (હસીને) 'તમે તો મને પણ શીખવો એમ છો. ઠીક, આટલું ગોઠવી દો.'

રાયબહાદુર : 'અરે સાહેબ–આપની યુરોપની માહિતી અને તાલીમ ક્યાં અને મારો ટૂંકો અનુભવ ક્યાં. આપની પાસે રહેવાની કૃપા થાય તેજ મારી આકાંક્ષા છે!'

સાહેબ હસે છે ને ઊભો થાય છે. રાયબહાદુર નમન કરી વિદાય લે છે.



## ૧૨

દેવીની કીર્તિ સારાએ કલકત્તામાં પ્રસરી હતી. મહાદેવના મંદિરના વિશાળ સભામંડપમાં રોજ સાંજે મેદની ઉલટતી; ને દેવી સરળ શુદ્ધ હિંદીમાં પ્રવચન કરતી. તેણે આજે 'અભિમન્યુ' આખ્યાનની કથા કહી. માતાના ઉદરમાં રહી એ કોઠા યુદ્ધ શીખ્યો હતો. તે વર્ણવી, માના સંસ્કાર કેવી રીતે કેળવાતા તે કહ્યું. ગર્ભવતી સ્ત્રીનું મન કેવા વિચારમાં રોકવું તેનું આ દૃષ્ટાંત કહ્યું. વીરના કુટુમ્બીજનોએ વીરતા અને શૌર્યની કથાઓ સંભળાવવી ને વંચાવવી. વિદ્વાન કુટુમ્બોએ ગાર્ગી અને પુલોમાની કથામાંથી પ્રેરણા પાવી. વૈષ્ણવોએ સગાળશા શેઠ અને કલૈયાની વસ્તુમાંથી અમીપાન કરાવવાં અને શુદ્રોએ-શ્રમકર્મીઓએ કલા-કારીગરી અને કાર્યકુશળતાની સંપાદનની શિક્ષા આપવી. અભિમન્યુ મ્હોટો થયો. ઓતરાને પરણ્યો અને તુરત મીંઢળબંધી પ્રણયીને મૂકી યુધ્ધે ચઢયો. આંસુ સારતી જનેતા અને વિલાપ કરતી હૃદયરાણીએ વિદાય આપી-શૌર્યની શીખ આપી. એ વિલાપનો સંવાદ મહારથીના ધર્મનો સંવાદ છે. એ સ્ત્રીઓનું રુદન નથી; પણ તેવા રુદનને રૂંધી પુત્ર કે પ્રિયતમને કર્તવ્ય કાજે ઉલટભર્યા-પ્રાણાર્પણ કરવાનો-યુધ્ધે ચઢવાના સ્વધર્મનો સ્પષ્ટ આદેશ છે, તે તેણે સમજાવ્યો; અને પછી કોઠા યુદ્ધમાં બાળવીર ભમે છે, એક

પછી એક કોઠો પડે છે. અભય અને અજય અભિમન્યુ સાતમે કોઠે આવે છે, અને સાક્ષાત પરમાત્મા રૂપ શ્રીકૃષ્ણને વિમાસણ થાય છે. અભિમન્યુ તે જ પળે જીતે તો અટકે, અને પરમાત્મા –પ્રકૃતિ હાથીને ગાંડો કરે છે અને કાકા ભીમસેન ત્યાં રોકાય છે. અહીં કોઠામાં થાકેલો બાળક સહેજ શ્વાસ લે છે; અને અહીં પણ પ્રકૃતિ તેની ક્રિયા પ્રકટ કરે છે. હડપચીએ ટેકવેલા ધનુષને ઉંદર કાતરે છે, અને બાણ સોંસરૂ બાળવીરને વીંધે છે. પ્રકૃતિની લીલા પૂરી થતી નથી. ભીમસેન ત્રાડતો આવે છે. અને પિતા અર્જુન પ્રલયકારી કોપથી સળગે છે. અને યુદ્ધક્ષેત્રને આમ નવું રૂપ આવે છે. અભિમન્યુની કથા તે પ્રત્યેક બાળવીરની કથા હોય–પ્રત્યેક માતાની તેના પુત્રને શીખ હોય–પ્રત્યેક પ્રાણેશ્વરીની પોતાના પિયુને તેની પ્રેરણા હોય–અને કર્તવ્ય કાજે, ધર્મરક્ષા કાજે, આશાવંતાઓના બલિદાન દેવા સજ્જ હોય, તેવા જ પુત્રની માતાઓ થવાના કોડ હોય, તેમાંથી જ મહાક્ષેત્રો જન્મે છે અને પરમ ઇષ્ટ પરિણામોની સિદ્ધિ થાય છે, તે ઉદ્દેશ છે. બત્રીસલક્ષણાના બલિદાનથી રચાતી પુણ્યભૂમિનાં તેમાં આવાહ્ન છે. જ્યાં અન્યાય હોય, અનીતિ હોય, ત્યાં ત્યાં સ્થળે સ્થળે કુરૂક્ષેત્રો જ હોય અને તેનો પ્રથમ ગ્રાસ બાળ બત્રીસ લક્ષણાનો જ હોય, અને તેમાં ના કોઇ રડે કે ના કોઈ હસે–પણ કંકુ ઘોળી ફૂલમાળ આરોપી તેમના નામે કીર્તિકળશ ચઢાવે, એજ ભારતનો મૂળધર્મ–ભારતની પ્રજાનો, સર્વનો, પ્રત્યેકનો કુળધર્મ. તે દેવીએ માદિલા કંઠે, અંગારીઆ આંખે, વર્ણવ્યું અને મેદનીએ જયઘોષ કર્યો. 'વીર અભિમન્યુનો જય.' કથા કરવાની શૈલી, કથા કરનારની પ્રતિભા અને સ્વરાવલિ, કથાનું સ્થાન અને સમય, કથા સમયે પ્રાસાંગિક તબલાની 'તડક ધીંગ' અને મીઠા સિતારનો માર્દવભર્યો રણકાર, મેદનીની અપૂર્વ શાંતિ અને કથાનો

વિષય, જનતાના હૃદયને હર્ષોન્માદમાં રેલાવી અદ્ભુત પ્રેરણા પાઇ શકે છે, તેની સૌને પ્રતીતિ થઇ. મેદની ઓસરી ગઈ. સભામંડપમાં નીરવતા આવી. ફક્ત ચાર-પાંચ જણ સાફસૂફ કરતા હતા. દેવી ઊઠી પાછી અંતઃદ્વારમાં ગઈ. દૂધ ઝરતી જળાધારી અને ઘીની અગીઆર જ્યોતથી દીપતા શિવજીને નિહાળ્યા. કમળ અને ગુલાબથી સીંચાઇ જટામાંથી વહેતી ગંગોત્રી જેવી ફૂલ ગૂંથણી કરી હતી. દેવી જોઈ રહી. નમીને શિવસ્તોત્રનું એક પદ ભાવભીના કંઠે ઉચ્ચાર્યું. ને પાછી ફરી– પાસે એક બાવો ઊભો હતો. તેણે નમસ્કાર કર્યા. બેઉની આંખ મળી. કોઇક ઓળખાણ હોય તેવું જણાયું.

બાવો : 'મા, વર્ષો પછી આપનાં મુખદર્શન થયાં.'

દેવી : 'હશે, ભાઈ, હું તો વેરાગણ છું. દેશભરમાં ભમું છું. અને ભગવતીની સ્તુતિ પ્રસારૂં છું.'

બાવો : 'સાચું છે, મા, ભારતમાં શંભુ અને શક્તિ– તે જ સાચાં છે.'

દેવી : 'ભાઈ, બીજાં બે જ નથી તેની મ્હોટી ઊણપ છે.'

બાવો : શું મા?'

દેવી : 'સરસ્વતી અને શ્રી–સમૃદ્ધિ એ બે વિના ભારત-મંડપ અપૂર્ણ છે.'

બાવો : 'પ્રભુની કૃપા હોય, તો તે ક્યાં અશક્ય છે!'

દેવી : 'હાં–હા; જેવી ભગવતીની ઈચ્છા. આપ ક્યાં વાસ કરો છો?'

બાવો : 'અહીંજ હમણાં છું. પ્રથમ પટણામાં હતો.'

દેવી : 'વાહ, આછું આછું તમારૂં સ્મરણ આવે છે.'

બાવો : 'હોય મા, સહસ્રો નરનારીના મેળાપમાં મારા જેવા અનેક મળે અને વિસરાય તેમાં શું!'

દેવી : 'હા, ભાઈ. એમજ થાય છે.'

બાવો : 'પણ મા, તમને જે મળે, જે તમારા સંસર્ગમાં આવે, તે તમને કદીએ વીસરે નહિ.'

દેવી : 'હોય ભાઈ. જેવી જેની વૃત્તિ અને વ્યવસાય.'

બાવો : 'વ્યવસાય ગમે તે હોય, મા, પણ વૃત્તિ કાંઈ બદલાય છે? વૃત્તિ તો પ્રકૃતિ સર્જે છે, અને જેમણે તમારાં વચન પાન કર્યાં હોય તેની વૃત્તિ તો સ્થિરજ રહે મા.'

દેવી : 'ભગવતીની લીલા છે, ભાઈ.'

બાવો : 'હા, મા, આ કલકત્તા જુઓ. મંદિરો છે, એ મહાશક્તિઓ અહીં વિરાજે છે. એક આસુરી માનવીનું શસ્ત્ર-બળ અને એક દૈવી માનવીનું શ્રદ્ધાબળ : કેવી લીલા છે મા! કોણ બળવાન? મા, શ્રદ્ધા કે શસ્ત્ર?'

દેવી : 'ભાઈ, શસ્ત્રો પણ શ્રદ્ધા વિના નિર્માલ્ય છે, પણ શ્રદ્ધાના સમર્થનમાં તો એકજ શસ્ત્ર–સ્વબલિદાન–સ્વાર્પણ.'

બાવો : 'મા, તમે અદ્ભુત છો. ભારતને નવી દિક્ષાનો નાદ ચખાડો છો.'

દેવી : 'ભાઈ, આ દિક્ષા તો વેદાંત–કાળની પરંપરા છે. હું તો કેવળ તેની વાહિની થવા તલસું છું.'

બાવો : 'મા, ભગવતી તમને યશ આપે : પણ પવિત્ર ગંગાજીને પણ અપવિત્ર કરનારની સંખ્યા અપાર છે.'

દેવી : 'તેવાં અપવિત્રને પણ ગંગાજી પવિત્ર કરી શકે ભાઈ.'

બાવો : ' હા મા, તમો તો દૈવી–બળ છો. મારા જેવાને તો આસુરી બળની ભીતિ હોય–અને મા, તમને પણ આસુરી પ્રવૃત્તિથી ભગવતી રક્ષા કરે એટલું જ હું અને મારા જેવા અનેક પ્રાર્થના કરે છે.'

દેવી : ' હા ભાઇ, પ્રભુ રક્ષા કરે છે. ભારતની અને ભારતના હિતચિંતકો અને વાહકોની, ભારતના સંતાનોના ભાવિ સર્જન કાજે તમારા જેવાની પ્રાર્થના અને પરાક્રમથી દેવ દેવીઓ સુરક્ષિત છે.'

બાવો : ' આપનું વચન સિદ્ધ થાઓ–મા. પણ આસુરી પ્રકૃતિનો અનુભવ થાય તો શિવ કવચનો આશ્રય લેશો ? '

દેવી : ' ભાઈ, ગાયત્રીમંત્રથી નિવારણ થાય તો સારું, નહિ તો શિવના તાંડવનો આશ્રય; અને સહસ્રભૂજાવાળી મા ભુવનેશ્વરીની રક્ષાની મને શ્રદ્ધા છે, હોં.'

બાવો : ' વારૂ મા, આશિષ આપો.'

દેવી : ' હા, આપની (હળવે સ્વરે પાસે જઇ) રાયબહાદુર ! તમારી વૃત્તિ સ્થિર જાણી મને સંતોષ છે.'

બાવો સડસડાટ ચાલી જાય છે. દેવી દ્વાર પર હાથ દે છે. સ્થિર નયને જોતી ઊભી રહે છે.



૧૩

જમીનદાર મહારાજાને ત્યાં સંગીતનો જલસો યોજાયો હતો, જલસામાં હાજરી કાજે કાંઇ કાંઇ વિનવણીઓ અને શીફારસો આવતી અને તે સર્વેને મીઠાશથી અલગ રાખવી પડી હતી, જલસાની હાજરી અને જલસાનું કામ એવી રીતે યોજાયું કે તે કલકત્તા—કહો તો બંગાળના જીવનની સમસ્યા થઈ રહી. ફક્ત સીત્તેર એંશી તોળી તોળી પસંદ કરેલાં નિમંત્રણ હતાં. જલસા કાજે છેક ત્રીજે માળના મ્હોટા હોલમાં સજાવટ કરી હતી. સીલીંગ પર લાઇટની એવી ગોઠવણ હતી કે ચાંદનીના તેજ જેવું આખા ખંડમાં પથરાયલું દેખાય—બેઠકો કાજે પુરાણી નમૂનેદાર કોતર કામના નીચા સોફાઓ નાવ—આકારમાં ગોઠવ્યા હતા. તેના પર લીલી રેશમી બેઠકો અને તકિયા મૂક્યા હતા. નાવ—આકારના ખુલ્લા સ્થાને એક સ્હેજ ઊંચી બેઠક હતી. તે પર વાદળી બિછાવટ હતી ને વચમાં સોનેરી જરીની ચોરસ ચાદર હતી. તેની આસપાસ, ડાબા જમણા, સંગીતકાર બેસી સૂરની મિલાવટ કરતા હતા. વાદ્યો જરી પર મૂકેલાં હતાં અને જરીની ચાદર પાછળ ચાંદીના મિનાકારી સાથેનો મોર કળા કરી વાંકી ડોકે ઊભેલો ગોઠવ્યો હતો. તેની કલગીમાં ચમકતા કાચ હતા. અને ચાંચમાં સોનેરી પાન લટકતું હતું. તેમાં ઝીણા માણેકથી 'ઓમ' અને 'અલ્લાહ' કોતરેલા હતા.

દેવી; જમીનદાર, ખાં સાહેબ અને જગતશેઠ આવી, સાંજના સર્વ તૈયારી જોઇ ગયાં; અને નિમંત્રણોની યાદી

તપાસી ગયા. નિમંત્રિત સિવાય કોઈ અન્ય અંદર ન જ આવે તેવી ચોકસ વ્યવસ્થા કરી હતી. દેવીએ ખાસ નામો પસંદ કર્યાં હતાં અને કેટલાંક નામો કાઢી નાંખ્યાં હતાં. કુલ સવા બસોની યાદીમાંથી તારવણી કરી હતી. જમીનદાર અને જગતશેઠ સ્હેજ કચવાયા પણ હતા. પણ દેવીએ તેમને શાંતિથી સમજાવ્યા હતા ને તેઓ સમજી અનુકૂળ થઇ ગયા હતા. અને નિમંત્રણો અંગત મુલાકાત સાથે પ્રત્યેક વ્યક્તિને પહોંચાડયાં હતાં.

જલસાની સાંજે મહેલનું વાતાવરણ તદ્દન શાંત થઇ ગયું હતું. બહુ જ મ્હોટા માણસો આવવાના હતા. ખૂદ હાકેમ આવશે એવી અફવા ઊડી હતી અને સર્વ હળવે સાદે વાત કરતા હતા. નવથી અવરજવર શરૂ થઈ. પૉરટીકોમાં મેનેજર તથા સૅક્રેટરી સૌને સત્કારતાં હતાં. વચલે માલે જગતશેઠ અને ખાં સાહેબ ઊભા હતા. ઉપરને માળે મહારાજા પોતે ગંભીર સ્મિત સાથે સર્વે સાથે હાથ મેળવી પોતે જ અંદર લઇ જઇ યોગ્ય સ્થાને બેસાડતા હતા. લગભગ સાડાનવે પ્રાંતનો પોલીસ વડો અને રાયબહાદુર આવ્યા ને હેઠળ ફક્ત સૅક્રેટરીને જોઈ જરા કચવાયા. ઉપર જગતશેઠે લળી લળી હાથ મેળવ્યા ને મડમ સાહેબની હેતથી ખબર પૂછી. વિલાયતમાં તેમના બે છોકરા ભણતા હતા તેમની પણ ચિંતા દર્શાવી. અહીં પણ જમીનદાર મહારાજાને જોયા નહિ. તેથી જરા ક્ષોભ કરતો તે મ્હોટો અમલદાર ઉપર ગયો. માળે મહારાજાએ સત્કાર કર્યો અને અંદર લઈ ગયા. ત્યાં નજર ફેરવતાં જ ચાલાક વડાની આંખો પહોળી થઇ. અહીં વડા બીશપ સાહેબ હતા, વડા ન્યાયમૂર્તિ હતા, વડા મંત્રીશ્વર હતા. ખૂદ વડા હાકેમના રાજમંત્રી હતા. વડા મેજિસ્ટ્રેટ હતા. આગેવાન ડૉક્ટરો,

બેરિસ્ટરો હતા. બંગાળનો મહાનકવિ પ્રવિણનાથ હતો. સુધારક ચંદ્રસાગર હતા. અર્થશાસ્ત્રી વિનયચંદ્ર હતા. પત્રકાર જ્ઞાનનાથ હતો અને વ્યાખ્યાનકાર શૈલેશચંદ્ર હતા. બંગાળનાં નારીરત્નો ત્યાં હતાં. કલા અને સેવામાં શ્રેષ્ઠ એવી વૃજકુમારી રાણી અને પ્રફુલ્લાદેવી, મદ્રાસથી આવેલાં શ્રીમતી કરુણા અને ગુજરાતની ચીરંજીની હતાં. ઉત્તર હિંદની હસીના બાનુ અને પુનાની સાવિત્રી બાઈ હતાં. કોણ નહોતું ! આ ખંડમાં ભારતની સંસ્કૃતિ અને સત્તા સીંચાઈ દેખાતી હતી. અને સાથે શ્રીમંતાઈ અને સાધુતા વિરાજતી હતા. જહાનવીદેવી સાથે મહેશ્વરી મઠના અધ્યાપક સ્વામી આત્માનંદ ત્યાં હતા. અને આખુંએ વાતાવરણ અપૂર્વ અને અવર્ણનિય હતું. સૌને એકબીજા સાથ સ્હેજ ઓળખાણો હતી જ. મંદસ્વરે વાતો થતી હતી. રાજા સાહેબે ઊભા થઈ સર્વનો આભાર માન્યો અને સંગીતકારોની ઓળખાણ આપી. જલસો શરૂ થયો. ફક્ત બેજ કલાકનો પ્રોગ્રામ હતો. એક બંગાળી બીનકારે ' બિહાગમાં ' કૃષ્ણ-રાધાનું વિયોગ અને વિરહનું પદ ગાયું. એ જાણીતા પદમાં ચાર કડી છેવટે નવી હતી. કૃષ્ણને ક્રાન્તિવીર તરીકે ઓળખાવી, રાધાને નિઃસ્હાય પ્રજા તરીકે જણાવી, સર્જન કાજે ટળવળતી વર્ણવી સુંદર ભાવના આલેખી હતી. વારેવારે ઉલટાવી એ કડિયો ગવાઈ. ત્યાર પછી કેવળ સિતાર અને સંગીતમાં ' માલકોષ 'નો સ્વર વિહાર થયો અને તેના રણકારથી લોકનાં મન ઝણઝણી રહ્યાં. છેવટ માધુરી નામની એક બાળગોપિકાએ 'આશાવરી'ના પદથી મેદનીને મોહિત કરી. પછી ખાં સાહેબને ફરમાશ થઈ. હા-ના-જી કરતા ખાં સાહેબે કબૂલ્યું અને એમના બુલંદ અવાજથી આખો ખંડ ગાજી રહ્યો. તેમણે ' દિપક ' ગાયો અને ગાયનના પદેપદે શબ્દાવલિમાં અંગાર ઝરતા તણખા ઊઠયા– આગ લાગી હોય–ભીંતો કકડભૂસ પડતી હોય–બારોટિયાં ભાગતાં

હોય–ભડકા ઉઠતા હોય અને ચગદાયલાની ચીસો સંભળાતી હોય તેવા ભવ્ય, વિચિક્ષણ ગાને મેદનીને અકળાવી, થરથરાવી, ઉશ્કેરી. સાંભળનાર અંગ્રેજ માંધાતાઓને પણ અસર થઇ.

બીશપ સાહેબ : ' It is a Strange Melody, it is like a Volcanic Eruption, આ તો બહુ વિચક્ષણ ધ્વનિ છે–જાણે કાંઇ જ્વાળામુખિ ફાટયો હોય નહિ ! '

પાસે જ બેઠેલાં જ્હાનવી મૈયાએ સામે ફરીને મોહક અંગ્રેજીમાં કહ્યું, ' You have Divined Correctly, It is one of our Epochal Tunes.–તમે સાચી પારખ કરી; આ અમારો એક શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ રાગ છે.'

ન્યાયમૂર્તિ : 'Has it any signtficance, or is it a melody only.–કેવળ રાગ છે કે તેમાં કાંઈ ભાવ સૂર વગેરે છે ! '

દેવી : ' તેમાં બેઉ છે : માણસનો આત્મા–ને શરીર જ્યારે દઝાય અને શીતળતા ઝંખે, અને ઉન્હાળામાં તપેલી ભૂમિ જેમ વર્ષાની શીતળતા કાજે ઉકળતી ઉચ્ચારણ કરે, તેવા ભાવ છે. The agonised spirit of man like the sun-baked burning earth, yearning for showers screams for light, seeking emanicipatton, and bliss.'

રાજમંત્રી : ' It is a spiritual melody with a material replection–શું આ વ્યવહારિક સમજવાળી કાંઈ આધ્યાત્મિક ધ્વનિનું ગીત છે ? '

દેવી : ' Quite, બરાબર છે. હમારી પ્રજા તમારી કને મુક્તિની વર્ષાની–હૃદયાગ્નિ વર્ષાવી–અભ્યર્થના કરે છે એમ કલ્પી લોને ! '

મહામંત્રી : (જરા કરડાકીથી) 'શું આ રાજકીય ગીત છે?'

દેવી : (સ્મિત કરી) 'તમને તો સાહેબોને બધેજ રાજકીય વાસ આવે છે, Why should you smell politics in beautiful things like song and dance and poetry?'

સંગીત, નૃત્ય કે કાવ્ય જેવી સુંદર વસ્તુમાં પણ રાજકીયતાની વાસ શું કરવા જોઇએ?'

મહામંત્રી : (જરા નરમાશ) 'Oh. No, ofcourse' ના, ખરે જ નહિ.'

આટલી ધીમી વાત થઈ રહી હતી. એટલામાં ખાં સાહેબે ગંધક ફાટે તેવી હલકથી છેલ્લું પદ ગાયું–નરઘા અને સારંગીએ વીજળી જેવા કડકડાટ કર્યા અને વાદળની ગર્જના થાય તેમ ગાજી સંગીત અને સારંગી એકદમ શમી ગયાં. જગતશેઠ એકદમ ઊર્મિ ભર્યા ઉડયા ને ખાં સાહેબને ભેટી પડ્યા ને કહ્યું: 'ખાં સાહેબ આફ્રિન છે. હવે કોઈ મધુર ગાયન સુણાવો.' અને ખાં સાહેબે સૌ સાંભળે તેમ કહ્યું, 'મને માફ કરો, હવે મારી શક્તિ નથી. હવે મધુરતાની ઇચ્છા હોય તો દેવી માને કહો. જગતશેઠ ફર્યા અને દેવી માને કહ્યું, 'જહાનવી દેવી તમારા કંઠની કીર્તિ બહુ સાંભળી છે.' જહાનવી દેવીએ કહ્યું, 'મહાશય હું તો કેવળ અવનવાં ભજન ગાઈ શકું.' અને કવીશ્વરે કહ્યું. 'દેવી, તો કોઇ શ્રવણ ભજનથી પ્રભુની ભક્તિનું પાન કરાવો.' જહાનવી દેવી ત્યાંથી ઊઠી ને વચ્ચેની ગાદી પર જઇને બેઠી. સિતાર હાથમાં લીધો અને સુરિલા કંઠે તેણે ગાયું–બંકિમનું માતૃભૂમિનું ભક્તિગીત 'વંદેમાતરમ્' ભાવનાથી ભરેલું–વર્ષાથી ભરેલાં વાદળાં વરસતાં હોય તેવા ભાવનું–હરિયાળી ભૂમિનું ચિત્રણ કરતું–એ ગીત સ્તવન અને સ્તોત્રસમું–

આ મંડળીમાં તેણે ગાયું, અને છેલ્લું પદ તેણે ફરી લીધું. એકાએક રાજાસાહેબ અને કવિશ્વરે તેને ઉપાડ્યું, મંડળીએ ઝીલ્યું, ને ખંડમાં ભરતભૂમિને વંદના ગુંજી રહી. દેવી આવીને બેઠી. મંડળી મુગ્ધ થઈ ગઈ. જગતશેઠે ઊઠી હાથ જોડી સર્વને રાત્રીના ખાણા પીણા પર જવા વિનંતિ કરી. સૌ મુગ્ધ વાતાવરણમાંથી નીકળી પાસેના ખંડમાં ગયાં, અને નાની ટોળી વાતે ચઢી.

રાજાસાહેબ ફરી ફરી સૌની ખબર રાખતા હતા. પછી આવી તેઓ અંગ્રેજ મંડળીમાં બેઠા. દેવી ત્યાં નહોતી, ખાં સાહેબ નહોતા, જગતશેઠ નહોતા, ને કવીશ્વર નહોતા. એ ચાર બીજા ખંડમાં સ્હેજ છૂટાં પડતાં વાતો કરતાં હતાં.

કવીશ્વરે કહ્યું : 'દેવી મા, તમે અમને દેશગીત દર્શાવ્યું.'

જગતશેઠ : 'મહાકવિ, મા, તો અમારાં પ્રણેતા છે.'

ખાં સાહેબ : 'કવિરાજ, તમારી કલમથી ભારતમાતાને રાષ્ટ્રભક્તિનાં પાન કરાવશો !'

દેવી : (કવિને) 'આપ તો દેશપ્રેમનું મહાકાવ્ય સર્જી, પ્રજાહૃદયને ઉજાળો કવિરાજ.'

એમ વાત કરતાં તે વિખૂટાં પડયાં અને કવિરાજ આવી અંગ્રેજ મંડળી વચ્ચે બેઠા.

પોલીસ વડા : આ ગીત શેનું હતું, કવીશ્વર ?'

કવીશ્વર : 'It is a song of love and adoratlon of our holy-land-we call our country-mother-as a fond-opfering. અમારી પવિત્ર ભૂમિ પ્રત્યે પ્રેમ અને ભક્તિનું સંગીત છે. હમારા દેશને અમે પ્રેમપૂર્વક 'મા' કહીએ છીએ.'

પોલીસ વડો : 'Oh-is it so, એમ છે. કોણે રચ્યું છે-Who is the composer!'

રાયબહાદુર : 'ઘણા વર્ષો પર બંકિમ નામના પ્રસિદ્ધ લેખકે એક નવલકથામાં રચ્યું છે-અમારા લોકમાં બહુ પ્રિય છે-'

આમ વાતો થઈ. છેવટે બધા ઊઠયા. મળ્યા, હાથ મેળવ્યા અને હેઠળ ઉતર્યા. બંગલાની બહાર ચાર વડા અંગ્રેજો ઊભા રહી એક બીજાની વિદાય લેતા હતા.

એક અંગ્રેજ : 'આજનું વાતાવરણ વિચક્ષણ હતું.'

બીજો અંગ્રેજ : 'મને એમ સમજાય છે કે કોઈ પવિત્ર ક્રિયા નજરે નિહાળવાનો આ પ્રસંગ આપણને સાંપડયો હતો. I Feel as if we behold a holy ritiual.

ત્રીજો અંગ્રેજ : 'આમાં મને ગુપ્ત રહસ્યની ગંધ આવે છે. I do smell some secret in all this.'

ચોથો અંગ્રેજ : 'મને તો આ નવી ભૂમિ અને નવાં નિર્માણની ઉષા દેખાઈ. I see in this the Dawn of a new land and a new destiny for this country.'

પાંચમો અંગ્રેજ : 'Freinds, I can clearly see the beginuing of the end-now-it has beagun.'

ભાવિમાં આવતા અંત-સમયના દુદુંભી મને સંભળાય છે. આજે-આજ તેનું મુહૂર્ત થયું. મિત્રો!

અને તેઓ છૂટા પડયા. મહેલ અંધારપટમાં લપેટાઈ ગયો. ફક્ત માળે પાછલા ખંડમાં દીવા બળતા હતા અને દેવી બારીએ ઊભી આકાશ તરફ આંખો ઠારી ઊભી હતી.

૧૪

પેશાવરના એક કાવાખાનામાં બપોરના ટોળેટોળાં કાવો પીતાં, ખાનપાન કરતાં, ગપ્પાં મારતાં બેઠાં હતાં. વાતનો કાંઈ ઢંગ નહોતો. 'કવાસખાનને ત્યાં શાદી છે.' 'નોબતખાનને પરમદિવસે ભરબજારે દિલાવરે ગોળીથી ઠાર કર્યો. ત્રીજી પેઢીએ થયેલા તેના દાદાના ખૂનનો બદલો લીધો; ને પછી ક્યાં ગયો તે જડતો નથી.' 'મુનિલાલ શેઠને ત્યાં ચાંદની જેવી છોકરી છે. ગધેડો બાપ છે. ને બેતાલીસનો બુઢ્ઢો તેનો ખાવિંદ થવા શોધ્યો છે. છોકરી તો પેલા નિહાલસિંગ શીખ પર કુરબાન છે.' 'હૈદ્રાબાદથી કોઈ તાયફો આવ્યો છે–દિલવઝીર છે. જન્નતખાનને ઘેર રાતના બેહજારે પણ જવા ના કહી. શેર બહાદુરે કહેવડાવ્યું છે કે પાંચસો વધારે, નહિ તો ઉપાડી જઈશ. અરે એ તો કોઈ ઓરત છે. એણે જવાબ મોકલ્યો કે હું કાંઇ વેચાવા નથી આવી. નાચગાન સાંભળો. મારા બદનની કિંમત તો કોઈ શાહ કે મહારાજા પણ આપવાની તાકાતમાં નથી. કોઈ 'સિકંદર' હોય તો કહેવડાવજો.' 'સરદારજીને ત્યાં કાલે સાંજે મિજલસ છે.' 'છોટે લાટના સૂવાના ઓરડામાંથી તેની ચાંદીની મુઠની પિસ્તોલ ને સોનાનું ઘડિયાળ પરમદિવસે કોઈ ફક્કડ ઉઠાવી લાવ્યો.' 'જંગીલાટ આવવાનો છે.'

'આકા ખેલવાળાને મોતનો સોદો છે.' 'એ વળી ક્યાં મોત સાથે રમતા નથી ?' 'મોત તો અહીં બધાંને ખેલવાનાં રમકડાં છે.' આવી આવી અવનવી વાતો ચાલતી હતી.'

એક ઠેકાણે તેજસિંગ, એક શીખ, ચાર પઠાણ, એક અફઘાન છોકરો ને કાશ્મીરી પંડિત જેવા એમ બધા ટોળામાં બેઠા હતા. ધીરેધીરે વાતો કરતા હતા. પંડિતજી ટીપણા જેવું કાઢી બધાના જોષ જોતા હોય તેવો દેખાવ કર્યો હતો. અફઘાન છોકરો રણજિત સામે ટીકીને જોઇ રહ્યો હતો. ચાર પઠાણ પાસા નાંખતા હતા અને ખાવાનું ખાઇ રહ્યા હતા. પેલા શીખે કહ્યું કે, 'મહારાજ આ સરફરોશનું નસીબ કેવું છે.' પંડિતે છોકરા તરફ ધારીને જોયું ને કહ્યું: 'ભાઇ, એ તો નસીબનો ઘડવૈયો છે. ને ખરૂં કહું ? નસીબ તો બીકણ ને બેઇમાન જુએ; બાકી કાબેલ અને શેરદિલ તો નસીબ પર સ્વારી કરી તેને ચાહે ત્યાં લઇ જાય.'

તેજસિંગ : 'પણ મહારાજ ! કાંઇ સિતારાની ચાલ હોય તે તો કહો ?'

પંડિત : 'શું કહેવાનું છે ? બૈરી, પૈસા, છોકરાં, ધંધો જે પૂછવું હોય તે પૂછો. તમે બધા વાણિયાવેડામાં મશગુલ છો, તે તમારે વાસ્તે સિતારો બીજું શું કહે !'

પઠાણ : 'એ મહારાજ, અમને વાણિયા કહેશો તો જીભ મ્હોંમાં નહિ રહે !'

પંડિત : 'રે ખાં સાહેબ, તેમાં તો તમે પાવરધા છો. એકલી જીભ શું કરવા, માથું પણ લઇ લેજોની; પણ ઇમાનની વાતમાં સાચો સૈયદ અને સાચો બ્રાહ્મણ નેકી અને સચ્ચાઇની વાત જ કહેશે.'

પઠાણ : 'તો અમે વાણિયા છીએ ?'

પંડિત : 'વ્યાજ ખાય તે વણિયા.'

પઠાણ : 'હમે ક્યાં વ્યાજ ખાઇએ છીએ ? અમે તો સવાયા, દોઢા, બમણાના કરારે પૈસા આપીએ. જેને ગરજ હોય તે લે.'

પંડિત : એ ગરજ તો આદમના વખતથી ઇનસાનનો ખાણુ કાઢી નાંખે છે; ને ન કરવાનું બધું સાનભાન ભૂલાવી કરાવે છે.'

પઠાણ : 'ગરજ કોને નથી હોતી ? સૌને મતલબ હોય.'

પંડિત : 'ગરજને વશ કરે, મતલબને જીતે, તે મરદ: મિયાં ! બાકી તો કોઇ ઘેટા ને કોઈ ગોધા.

શીખ : 'હવે મારી જ વાત પર આવોને, આ સરફરોશને પરણાવવો છે, કોઈ કાશ્મીરી નાઝનીન !'

પંડિત : 'અમે જ ભૂખે મરીએ છીએ ત્યાં વળી ધરજમાઇ કોણ સંઘરે !'

સરફરોશ : 'પંડિતજી, મારે બીબી જોઇતી નથી. આ સરદારજી તો મશ્કરી કરે છે.'

પંડિતજી : 'તો ક્યાં કોઇ નવરૂં પડ્યું છે.'

પઠાણ : 'કેમ સરફરોશ, કાશ્મીરી બ્રાહ્મણી તને નહિ ફાવે ?'

પંડિતજી : ( ખીજવાઇ ) 'ખાં સાહેબ, જમૈયા ને પિસ્તોલ તમને જ આવડે છે એમ નથી હો. બ્રાહ્મણીની વાત પડતી મૂકજો.'

પઠાણ : ( ઉશ્કેરાઇ જઈ ) લો, દેખાડો તો ખરા, પિસ્તોલનું મ્હોઢું તો દેખાડ !'

પંડિતજી : ( ઝભ્ભામાંથી જમૈયો કાઢે છે ) 'પહેલાં આ–પછી પિસ્તોલ.'

તેજસિંગ : ' ખાં સાહેબ, તમે બેસી જાઓ ને તમે ઉશ્કેરાયા કેમ ? આ તો ગમ્મત છે.'

પંડિતજી : ' અમને લાંછન છે.'

ખાં સાહેબ : ' એ તો ક્યારનુંએ છે. બ્રાહ્મણીઓ મુસલમાની થઇ ન હોત તો કાશ્મીરમાં મુસલમાનની વસ્તી આટલી હોત ક્યાંથી પંડિતજી ? '

પંડિતજી : (કચવાઇ) ' શું કહું ! મોગલના સૂબાઓએ પાંચસો વર્ષથી કાશ્મીરને તેમનું ક્રિડાંગણ ગણ્યું, ત્યારથી અમારી વિદ્યા, અમારી શ્રદ્ધા ને અમારી સંસ્કૃતિ, અમારી જાતિ, વિલિન થઇ.

તેજસિંગ : ' તો હવે જાગૃત કરો.'

પંડિતજી : ( નિસાસા નાંખી ) ' શું થાય ભાઇ.'

તેજસિંગ : ' પુનર્જન્મમાં માનનાર બ્રાહ્મણ આવા હિચકારા શબ્દો કાઢે, એટલે દેશમાં કોના શબ્દે શ્રદ્ધા અવતરશે ?'

પંડિતજી : ( આંખો વિકાસી હસે છે ) ' આવશે કોઇ ઓલિઓ, લોકને જગાડશે.'

પઠાણ : ' ભલેને આવે. આ અમે ને તમે–હિંદુ કે મુસલમાન–ધર્મના ફંદામાં એવા ફસાયા છીએ કે, મસ્જિદો અને મંદિરોના ફાંસામાંથી છૂટતા નથી ને આ મોલવીઓ અને મહારાજોનું પેલુ લોક એવા ઓલીઆને પણ પૂજા અને

પરવશ કરી બગાડશે અને પોતાના જેવા વેવલા ને ઢોંગી કરી નાંખશે.'

સરફરોશ : 'આ દેશની હવા જ એવી છે.'

પંડિતજી : 'તમારા લોકને અમારા મંદિરો તોડવાની હઠ જાગી ત્યારથી અમે કાચબા થઈ ગયા. ભયથી કાચબો સંકોચાય તેમ અમારાં ધર્મ નીતિ, સંસ્કાર, સમાજ, સુરક્ષિત થવાની કાળજીથી સંકોચાતાં સંકોચાતાં, જકડાઈ ગયાં; અને હવે અમે પક્ષાઘાતની, તેજાંધની દશામાં છીએ. પ્રકાશ જ જોઈ શકતા નથી, ઝીલી શકતા નથી, અને શરીરને કે મનને સ્ફુરિત કરી શકતા નથી. આ હાય ક્યાં નાખીએ ?'

તેજસિંગ : 'પંડિતજી, સંસ્કૃતિની શિકસ્તનું બયાન તમે ઠીક કર્યું. પણ આ તે કાજે સ્થાન નથી. આ તો કલહ અને કલેશની ભૂમિ છે.'

બીજો શાખ : 'હા. ભારત વીરભૂમિ મટી જઈ આંતરવિગ્રહની ભૂમિ થઈ ગઈ.'

એક પઠાણ : 'અમારે ત્યાં આવો, હજી હવા સાફ છે.'

સરફરોશ : 'જવા દે ને બડેખાં, આપણે ત્યાંએ મુલ્લાઓએ નખ્ખોદ વાળ્યું છે. જંગાલિયતમાં જીવીએ છીએ.'

તેજસિંગ : 'ના રે, તમે તો જમાનતમાં જીવો છો. જંગાલિયત પણ ક્યાં રહી છે.'

બે પઠાણ : (પાસા ફેંકી દઈ) 'એ શું બોલ્યા, સરદારજી.'

તેજસિંગ : (આંખ ઠારીને) હાસ્તો, તમારી પીઓના કાફલાના જમીન અંગ્રેજ સરકાર લે છે, અને તમારી સારી ચાલ અને વલણના મુચરકા તમારા આગેવાનો આપે છે, ને

તમને તેમના કાબૂમાં રાખે છે ને ચૂસે છે. અને બદમાસીની બદનામી સાથે જીવવા દ્યે, તમારામાંથી રળી તમને દબાવી ખાનબહાદુરો થાય છે. તમારામાં અક્કલ ક્યાં રહી છે!'

ત્રીજો પઠાણ : 'વાત તો સમજવા જેવી છે.'

સરફરોશ : 'અક્કલ આપનાર હોય તોએ આવડત ક્યાં છે?'

ચોથો પઠાણ : 'શેની? લાવો ને બંદૂક, પછી જોઈ લો. કોની નેમ કેવી છે.'

તેજસિંગ : 'એ તો બંદૂક હોય તો–બંદૂક જ ક્યાં છે?'

પહેલો પઠાણ : 'જોઇએ તેટલી છે.'

બીજો શીખ : 'એ જૂના જમાનાની જમગરીની બંદૂકને શું ચાટે!'

ત્રીજો પઠાણ : 'તો હવે નવી ક્યાં મળે છે?'

તેજસિંગ : 'આ જૂની ક્યાંથી મળે છે.'

પહેલો પઠાણ : 'એ તો અમે બનાવીએ છીએ.'

બીજો શીખ : 'તો આ નવીની બનાવટ શીખી લો.'

તેજસિંગ : 'એ નવીની બનાવટ એમ સહેલી નથી.'

સરફરોશ : એ તો યુરોપના કોઈ કારખાનામાંથી જાણી લેવાય તો સમજાય.'

તેજસિંગ : 'છોકરાં જેવી વાત રહેવા દે. યુરોપમાં તમને કોઈ કારખાનામાં પેસવા દે નહિ!'

પઠાણો : 'એ પણ ખરું છે.'

સરફરોશ : 'તો શિખાય ક્યાંથી ?'

તેજસિંગ : 'નથી કહેતો કે તમારી અક્કલના પડિકાં આંધી બસો વર્ષથી ખોખારાની બજારમાં વેચી નાંખ્યાં છે.

પંડિતજી : ( તીરસ્કારથી ) 'તમારે ત્યાંથી પાછા લાવવા છે–સરદારજી !'

તેજસિંગ : 'ના રે, તે તો કોહી ગયાં છે પંડિતજી. હવે તે લવાય નહિ. તે લાવીએ તો કામના નથી.'

સરફરોશ : 'તમે આડી વાત રહેવા દો.'

તેજસિંગ : 'તો જરા આંખ આગળ તો નજર કરો.'

સરફરોશ : 'શું ?'

તેજસિંગ : 'કાબૂલ ને ઇસ્તંબૂલ, એની દોસ્તી સંધાય તો શીખવાની, જાણવાની સગવડ થાય ને પછી...'

ચારે પઠાણો : 'ને પછી શું ?'

પંડિતજી : 'પછી શું ! અહીં ધીંગાણું ! જુઓ, આ કેટલા આતુર થઈ ગયા, સરદારજી !'

તેજસિંગ : 'એ ધીંગાણું ચાર દિવસ ટકે નહિ–તોપખાનામાં તૂટી જાય ને હજાર નવજુવાનો ઓછા થાય.'

બે પઠાણ : 'તો પછી શીખવું જ શું કામ ?'

તેજસિંગ : 'જાણ્યો હુન્નર કોઈ દિવસ કામનો, માટે.'

સરફરોશ : 'અને મોકો આવે તો લાહોર ક્યાં દૂર છે !'

પંડિતજી ( કટાક્ષથી ) હા રે, અમે જ દિલ્હી સુધી દોડી ગયા હતા ને.'

તેજસિંગ : 'વારૂ હવે, આ ગપ્પાં ખૂબ થયાં. આજ રાતનું કેમ છે?'

સરફરોશ : 'મારે મધરાત પછી જવાનું છે.'

એક પઠાણ : 'કલન બીબીને ત્યાં નાચગાનમાં આવોને, અમે જવાના છીએ.'

તેજસિંગ : 'જોઇશું-સરફરોશ! પછી મળશે કે?'

સરફરોશ : 'હા રે સરદારજી, 'કલન'ને ત્યાં આવજોની, ગમ્મત રહેશે.'

તેજસિંગ : 'તું ક્યારે જઇશ?'

સરફરોશ : 'નવ-દસે આવી પહોંચીશ.'

અને બધા વિખરાયા.



# ૧૫

કલન ગાનારીના મકાનમાં રોજ રોનક થતી અને બેઠક જામતી. એ બાઈ એની પચીસીમાં દેખાવડી હતી. તેના શરીરના અંગો મરોડદાર હતાં અને આંખની પાંપણો લાંબી હતી. તે આંખો મીંચતી અને સાથે હોઠ પર સ્મિત ફરકાવતી ત્યારે તેનું લાવણ્ય ચુંબનોના વરસાદને આકર્ષતું. એની કમર બહુ સાંકડી નહોતી પણ કમરપટાથી હાથને સાથળો પર સરકી જવાને મન થતું. એનું કપાળ સાંકડું હતું ને વાળના ઝૂલ્ફાના આંકડા કપાળ પર લટકતા રાખતી. અને ગળા સુધી બટનવાળી ચોળીથી એના તસતસતા સ્તન પર ઘડીક ઢળી પડવા મન લલચાતાં. આવી કલન હતી—સંગીતકાર અને ક્રાંતિકાર.

રાતની તૈયારી થઈ રહી હતી. પાછળના એક ઓરડામાં એ કાંઈ લખતી હતી. પાસે પાનદાની હતી અને ગુલાબના ફૂલનો હાર ગાદી પર પડયો હતો. તે તેણે આમ તેમ ફેરવ્યાં કીધો. એના ગોટામાંથી કાગળની ચબરકી જડી હતી. અને તેમાં એને સાંકેતીક સન્દેશા મળ્યા હતા, તેની વાટ જોતી હતી. ઘડિયાળ સામે જોઇ રહી. સામે ટકોરા થયા અને બે મિનિટમાં એના ઓરડાનો પડદો ખસેડી કોઇ અંદર આવ્યું. તે સામું જોઇ રહી. આવનારે બારણું વાસ્યું અને આરામખુરશી પર બેસી દેંડો, ચશ્મા ને ગળાનો દુપટ્ટો પાસે મૂક્યાં. કલન

એકદમ ઊભી થઇ ગઈ. ને હાથ જોડ્યા. ‘બાવા આપ!’ એટલું જ બોલી.

તેજસિંગ : ‘બેસ, બેટા બેસ. તું સારી છે ને?’

કલન : ‘હા, જુઓ કેમ લાગું છું?’

તેજસિંગ : (બારીક જોઇ) ‘બહારથી તો સારી છે.’

કલન : ‘અંદરથી પણ તદ્દન ચોખ્ખી છું.’

તેજસિંગ : ‘ને અંતરથી, ‘મુન્ની’?’

કલન : (ઊભી થઇ જઈ બેસી ગઈ) ‘ના–ના–એ મીઠા શબ્દથી ના બોલાવો, હું અકળાઈ જાઉં છું.

તેજસિંગ : ‘અંતરથી કેમ છે?’

કલન : (સ્વસ્થ થઇ) ‘તેની ને તેવી જ છું.’

તેજસિંગ : ‘તારી ભાળ મને મળ્યાં કરતી–તારૂં કામ પણ બહુ સરસ છે; એમ સાંભળ્યું હતું.’

કલન : ‘મારા કંઠે આ પાષાણ જેવા પઠાણોનાં હૈયાં ગોરસ થઇ જાય છે.’

તેજસિંગ : ‘અને તારા શબ્દે!’

કલન : ‘હશે, કોઇ કોઇ નોછાવર કરનારા પણ છે.’

તેજસિંગ : ‘ને તારૂં રૂપ!’

કલન : ‘એ રૂપ કલંકિત તો થયું છે, પણ કલિષ્ટ નથી થયું. હજુ બજારમાં મૂકયું નથી.’

તેજસિંગ : (નિસાસો નાંખે છે) ‘ઓ પ્રભુ!’

કલન : ‘કેમ?’

તેજસિંગ : ‘વર્ષો થઇ ગયાં, નહિ?’

કલન : 'સંભારશો નહિ.'

તેજસિંગ : 'હું કેમ વીસરૂં!'

કલન : 'વારૂ, તમે કાંઇ વતનની ખબર તો કહો?'

તેજસિંગ : 'શું કહું?'

કલન : 'કેમ, બધાં કેમ છે?'

તેજસિંગ : 'કોણ બધાં?'

કલન : 'કેમ આમ બોલો છો, શું કોઇ રહ્યું નથી?'

તેજસિંગ : 'ના, છે. ઘણાં, પણ તેમને ને તને હવે શું છે કલન?'

કલન : 'તેમને ન હોય પણ મારે તો હોય ને!

તેજસિંગ : 'કેમ?'

કલન : 'લીલીવાડી, કીચુડ કરતો કુવા પરનો કોસ, ઘઉંનું નાચતું ખેતર અને માણેક ગાય ને દહોતી મારી માનું ચિત્ર હજુ આંખથી ખસતું નથી.'

તેજસિંગ : 'સારૂં, તે ચિત્ર કદીએ ખસેડીશ નહિ. એવાં લાખો ચિત્રોને પણ સાચાં કરવાં છે. આજ આપણે પરાધિનતામાં પામર છીએ માટેજ અનેકે એ ચિત્રમાંથીજ સ્વાધિનતાની આગ સળગાવવી જોઇએ અને સળગાવતાં શીખવું જોઇએ. અને તે ચિત્રના સ્મરણથી તો તારૂં કાર્ય વધારે તેજીલું થવું જોઇએ.'

કલન : 'હું ક્યાં ના કહું છું?'

તેજસિંગ : 'તો તારો ચહેરો કેવો ઉદાસ છે!'

કલન : 'તમે ક્યાં નથી જાણતા!'

તેજસિંગ : 'શું કલન ?'

કલન : 'એક વખત બધાંને મળાશે ?'

તેજસિંગ : 'તારે મળવું જ છે ?'

કલન : 'હા, મને હોંશ છે.'

તેજસિંગ : 'સારૂં, પણ તારી માતા પરલોક ગઈ છે. તારા પિતાને આંખે દેખાતું બંધ થયું છે. તારા ભાઈઓ તને વીસરી ગયા છે. તારી માસી છે તે કોઈ વખત સંભારે છે કે, મારી ભાણી કેવી હતી. કોઈ મૂઆ લઈ ગયા.'

કલન : (હસી) 'એ શાપ તો, બાવા, તમને પડે હો.'

તેજસિંગ : 'હા, પણ તું ક્યાં બાળક હતી ! અઢાર વર્ષે તું સાથી થઈ, અને તેં સર્વાંગે તારી સ્વજાત 'આ દેશ'ને અર્પી દીધી.'

કલન : 'બાબાં, એક તીખી વાત કહું ?'

તેજસિંગ : 'બોલ બેટા.'

કલન : 'તો તમારી પોતાની જ સંબંધીનીને કેમ પસંદ કરી નહિ ?'

તેજસિંગ : (સખતાઈથી) 'પારકાંને જતી કરૂં છું એમ કહે છે કલન ?'

કલન હેઠળ જમીન પર જોઈ રહી.

તેજસિંગ : (હેતથી–હતાશ થઈ) 'જો ને બેટા ! હું પરણ્યો છું ને એક દીકરો છે તે નોકરી કરે છે, અને સવાબસો લાવે છે. બધાનું પેટ ભરે છે. ને બાપ રખડેલ છે એમ માને છે. સ્ત્રી તો જ્યારે મળે ત્યારે 'મારે છતે ધણીએ રંડાપો' એમ બોલ્યાં કરે છે. કાકા પિત્રાઈમા બે–ત્રણ છોકરી હતી તે

બધી ફીક્કી–પાણી વગરની જણાઈ. આ કોઈ વેવલાવેડાના ખેલ નથી. આ તો એક કલા છે. 'કરતૂક, કામણ અને કર્તવ્ય.' ત્રણે પ્રમાણિત રીતે સિદ્ધ કરે તેજ આવાં કામ શીરે લે.'

કલન : 'વારુ, મારે આમ અહીં કયાં સુધી રહેવાનું છે?'

તેજસિંગ : 'પાછા આવવું છે?'

કલન 'એ તો અશકય છે.'

તેજસિંગ : 'તો પછી?'

કલન : 'પણ મારું હૈયું નિશ્ચિત છાયા વાંચ્છે છે. હું કુળવાન છું, બાબા! મને આશ્રય વિના જીવવું વસમું લાગે છે.'

તેજસિંગ : 'તારો કોઈ વાળ વાંકો કરે તો, તે જીવતો રહે નહિ કલન!'

કલન : 'તેમ નથી, બાબા! હું તો નારીનું સૌભાગ્ય ઇચ્છું છું.'

તેજસિંગ : 'કલન, ગૃહસ્થાશ્રમ તને ફાવશે? જે તને સ્વીકારશે તે કોઈ દિવસ તારો તિરસ્કાર નહિ કરે?'

કલન : 'પણ, પાંચ વર્ષ પણ શાંત–સ્વસ્થ જીવન હોય તો હું નિરાતે મોતને ભેટું.'

તેજસિંગ : ને આ કામ તારે મૂકી દેવું છે?'

કલન : 'હું તો આજ્ઞાંકિત છું.'

તેજસિંગ : હમણાં તો આ વિચારો જવા દે કલન, બહુ જ કામ છે.'

કલન : 'હું જાણું છું.'

તેજસિંગ : 'શું છે?'

કલન : 'કોઈ મંડળ પરદેશમાં મોકલવાની પ્રવૃત્તિ છે ?'

તેજસિંગ : 'હા, તું બરાબર ચાલાક છે, પછી ?'

કલન : 'એક માંગી લઉં બાપા. તમે પેલાને મોકલશો નહિ ?'

તેજસિંગ : 'કોણ બેટા.'

કલન : 'પેલા કાબૂલી જવાનને ?'

તેજસિંગ : 'કોણ ?'

કલન : ( નીચું જોઈને ) 'આજ અહીં આવવા કહ્યું છે તે.'

તેજસિંગ : 'કોણ–સરફરોશ.'

કલન : ( બોલતી નથી. )

તેજસિંગ : 'એજ ને ?'

કલન : 'હા.'

તેજસિંગ : 'તારું મન એમાં ઠર્યું છે ?'

કલન : 'હા.'

તેજસિંગ : 'ગૃહસ્થાશ્રમના પાંચ વર્ષની વાંચ્છના એના વિચારે હતી બેટા ?'

કલન માથું હલાવી 'હા' કહે છે.

તેજસિંગ : 'મને ગમ્યું. હવે કામ સરળ થઈ ગયું.'

કલન ( આંખ ઊંચી કરી જરા આનંદથી ) 'કેમ ?'

તેજસિંગ : 'તને પણ પરદેશ મિશનમાં મોકલીએ.'

કલન : ( અચંબાથી આવેશમાં ) 'શું, ખરેખર !'

તેજસિંગ : 'હા, તું ને સરફરોશ. નીકાહ કરવી હોય તો કરી લ્યે. ને તમે બેઉ યુરોપમાં રહો, અને આ મહાકાર્ય કરો.'

કુલન : 'આવાં સ્વપ્નાં આપો નહિ, બાબા.'

તેજસિંગ : 'ના રે બેટા, મ્હેં કોઈ દિવસ તારા ગણાવ્યા છે?'

કુલન : 'ના, ના, પણ એના કામમાં હું આડે નહિ આવું.'

તેજસિંગ : 'શું કરવા! તું તો બહુ મદદ કરી શકે. અંગ્રેજી જાણે છે, ફ્રેંચ શીખી લેજે. અહીંના સંગીત ને નૃત્યની ત્યાં ખાનગીમાં ઉજાણી કરાવજે; ને તારી સજાવટથી–મીલાવટથી પરદેશીને પોતાના કર. અને કુલન, આ તો હામનાં કામ, કાપ્યાં માથાંના ખેલ, લોહી નીગળતા માથાંના ફુટબોલ કરવાની આગ હોય તેજ આવામાં આવે અને રહે અને સિદ્ધિ સાધે.'

કુલન : 'મને તમે શી રીતે પારખી?'

તેજસિંગ : 'તે દિવસે નાગ નીકળ્યો–ત્હેં તેને માર્યો. તે ઉછળીને તને વળગ્યો'તો. ત્હેં ડાબે હાથે મોઢું પકડ્યું ને પત્થરે છૂંદ્યું–બ્હેન એ તો તું વિરાંગના છે. માડી–તારી તો જોડી કયાં છે!'

કુલન : (હસી) 'મને ફૂલવશો ના–નહિ તો તડુક લઈ ફાટી જઈશ.'

તેજસિંગ : 'અરે–એ પણ જાણું છું કે ફૂલવણ તને ફટાડશે નહિ ને સંપત્તિમાં તું સડશે નહિ–બેટા.'

તેજસિંગ વિચારગ્રસ્ત થાય છે.

કુલન : (જરાવારે) બાબા, તો તમે એટલું કરશો ને?'

તેજસિંગ : ' શું કલન ?'

કલન : ' પેલું સરફરોશનું.'

તેજસિંગ : ' હા, હા. તું જરા ચમક રાખજેને ! '

કલન : ' વારૂ, હવે આજે કાંઈ કહેવાનું છે ? '

તેજસિંગ : ' ના, ફક્ત સર્વેને ઉત્તેજિત કરવાના છે. ને એક સુંદર હૃદયમાં દવ સળગે તેવું ગાયન જોડને ! '

કલન : ' ભૈરવીમાં ઠીક પડશે.'

તેજસિંગ : ' બરાબર, ' શહાદતનું એહેશત ' સર્જજે બેટા. '

તેજસિંગ ઊભો થાય છે, કલન ઊભી થઇ પાસે આવે છે ને તેજસિંગ તેનું માથું છાતી પર લઇ પિતૃભાવે પંપાળે છે.

## ૧૬

વિશાળ બગીચામાં સરૂના ઊંચાં ઝાડ લહેરાતાં હતાં. ગુલાબના માંડવાઓમાંથી સુવાસ પ્રસરતી હતી. લીલી હરિયાળી ભૂમિની વચમાં નાનકડું તળાવ હતું ને આસપાસ વનરાજી હતી. કાંઠા પર કિંમતી ઇરાની ગાલિચો પાથર્યો હતો. રેશમી તકિયા અને બે-ત્રણ બીજા ગાલિચા પડ્યા હતા. પાણીની ચાંદીની ઝારીમાંથી ખસની સુવાસ આવતી હતી. જમણે હાથે એક ગાલિચા પર વાજિંત્રો હતાં. તબલાં, સિતાર, બીન અને મૃદંગ-સોના અને ચાંદીએ મઢેલા; રાતે-પહેલી મધરાતની ચાંદનીમાં ચમકતાં હતાં. એક કાળી વાંસળી ચળક ચળક થતી હતી.

એક સ્ત્રી વનરાજીમાંથી નીકળી આવીને પેલા સુંવાળા ગાલીચા પર તકીઆ લઇ બેઠી. પાસેના પાણીમાં પ્રતિબિંબ પાડતી વનરાજીને અને ચાંદનીને નિહાળતી હતી. આઘે દૂર બે-ત્રણ નોકર, બે મરદ, એક બાંદી, ધીરે ધીરે વાતો કરતાં બેઠાં હતાં. ચાંદની, ગુલાબનું ઉપવન, યુવતીનું લાવણ્ય અને રૂપેરી નિર્મળ જળના તરંગોમાં સ્વર્ગનું વાતાવરણ હતું.

આ સ્ત્રીનું સૌંદર્ય અવર્ણનીય હતું. જગતમાં કરોડોમાં કોઇકને જ કામશાસ્ત્રમાં વર્ણવેલી પદ્મિણી, હસ્તિની, ચિત્રણી અને શંખિણીનું અનુપમ મિશ્રણ એક કાયામાં સાંપડે છે. રૂપ,

ગુણુ અને સુવાસ, બુદ્ધિ, વીરત્વ અને કલા, કામણુ, કૌશલ્ય અને કર્તવ્યનું નવરંગી તેજ અને બળ, ક્વચિંત જ, સૈકાઓમાં કોઇક જ સુંદરીમાં સંકલિત સર્જાય છે. તેવી સુંદરી 'સ્ત્રી' નથી રહેતી. તે જીવંત 'શક્તિ' થઇ રહે છે. તે દિવ્યાંગના હોય છે. તે ક્યાં તો દિપમાળ થાય છે કે 'સિંધુ' થઈ રહે છે. તે પત્ની કે પુત્રી રહી શકતી નથી. તેનામાં ભગિનીના ભાવ ઊછળે છે; પણ તે તો સદૈવ માતૃત્વની ધાત્રી બની રહે છે. પામરને પૌરુષ અર્પે અને પરાજિતને પ્રેરે એવા શબ્દોની સર્જનહાર થવા તે સર્જાયલી હોય છે. માનવતાના સાગર તેના હૃદયમાંથી રેલાય છે. અને માનવસંહાર તેની આંખો અનિમેષ સ્વસ્થ રીતે જોઇ રહે છે. કાળયોનીમાંથી સર્જાય છે, ક્વચિત જ–કોઇ આવી મયુરાસીની કે કોઇ સિંહાસીની, કોઇ મૃદંગી કે કોઇ સિંહેશ્વરી–આ નારી હતી–તેવી કોઇ અદ્ભૂત અને અગમ્ય !

એ કર્ણાટકી હતી. એ હિંદુ હતી. એ દેવી જ હતી. એ વિદ્વાન હતી. સંગીત વિશારદ હતી. શાસ્ત્ર પારંગત હતી. એ નૃત્યરાજ્ઞી હતી અને એ અનેક ભાષાથી પરિચિત હતી. એ કાશ્મીરથી પાછા જતાં મહિનો પડાણોના મુલકમાં માણવા પેશાવર આવી હતી. વૈભવની મણા નહોતી. ખરચનો સુમાર નહોતો. કાશ્મીરમાં રાણીવાસમાં એક રાત તેણે નૃત્ય અને સંગીતમાં આપ્યાં હતાં, અને અઢળક દ્રવ્ય લઇ પરોઢે 'અકીંચન' આવી હતી.

એનો પોષાક સાદો હતો પણ વિચક્ષણતાથી પહેર્યો હતો. એનો કેસરિયા સાળુ ઊંચા રેશમનો ઢાકામાં ખાસ વણાવેલો હતો. એવાં તો અનેક હતાં. તેનો સોનેરી પાલવ પવનમાં ફરફરતો હતો. નાકમાં અમૂલ્ય નિલમની નથની હતી. કાને સમરકંદના શરાબને પણ શરમાવે તેવાં રાતાં માણેકનાં લોળિયાં હતાં.

જમણા હાથમાં આંગળી પર ચણી બોર જેવો હીરો ચંદ્રિકાને પણ લજાવતો હતો. ગળામાં એક સેરની માળાનાં મોતી અષાઢના મેઘબિંદુ જેવાં અમી આપતાં હતાં. એના પગ આગળ કીનખાબની મોજડીઓમાં સોનાની સાંકળીના બંધ હતા.

આ નારીનો વર્ણ ગૌર હતો, ગુલાબી હતો, રૂપેરી હતો, સોનેરી હતો. તેમાં ચંપાની પિળાશ અને કમળની રતાશ હતાં, અને કાંઇ ન સમજાય તેવી માદક સુવાસ–સુખડના અત્તર જેવી–તેના અંગમાંથી નિરંતર પ્રસરતી. એના હોઠ નાના હતા, તે મીઠું હસતા, અને નિઃહૃદયતામાં સખત થઈ શકતા. એની આંખમાં અમી સીંચન હતાં પણ અગ્નિજ્વાલા પણ તેમાંથી ઉછળતી. એ ડોક ફેરવતી ત્યારે હરિણી કે હંસિનીની સ્મૃતિ આવતી. એ બોલતી અને કયાં તો ઝરણાંનો કલરવ નીકળતો કે બળતા દેવતાના તણખા ફાટતા. એની કમર સિંહકટી હતી. એના સ્તન ત્રિભુવનને પણ અર્પણ કરવા ઇન્દ્રને પ્રેરે તેવા માદક હતા. એની કેશાવલિમાં ઊમિયાનાથને નચાવનાર પાર્વતીની બીરદાવલી હતી.

એણે પાસે પડેલી રૂપેરી ઘંટડી વગાડી અને એક બાંદી દોડતી આવી.

એણે પૂછ્યું : 'કોઇ નથી આવ્યું, સલીમા ?'

સલીમા : 'એ અજાણ્યા છે. ના કહી પણ જતા નથી. તે દિવાને ખાસમાં બેઠા છે અને કહ્યું કે તમારી બાઇને આ વીંટી આપજો ને પાકીટ આપજો.'

તે સ્ત્રીએ વીંટી લીધી. જોઇ, ફેરવી–નાનું પાકીટ ખોલ્યું. તેમાં એક પાન પર ચિહ્ન હતું, અને તે બોલી.

સ્ત્રી : 'સલીમા ! તેમને અહીં લઇ આવ. ને હવે આજે હું સૂઈ ગઈ છું. બીજું કોઈ હોય કે આવે તો કાલે.'

સલીમા ચાલી ગઇ, આ સ્ત્રી વીંટી પર મીટ માંડી જોઇ રહી–હસી–પછી પાન લીધું–આંખે અડકાડયું અને નમી. 'મા–દેવી–મા' અને તેની આંખમાં તેજ અને અશ્રુ આવ્યાં ને તેણે લૂછ્યાં. સામેથી બે નરપુંગવોને તેણે આવતા જોયા. તે ધીરેથી ઊભી થઇ. અને ઊભી રહી. તેઓ પાસે આવ્યા ને સ્ત્રીનું માથું નમી રહ્યું :

'પ્રભુ! આપ, અને વળી બેઉ! બિરાજો.' કહી તેણે પોતાનો ગાલીચો સાફ કર્યો ને તેઓ ત્રણે બેઠાં.

બાઇએ વીંટી પાછી આપી. એકે તે લીધી ને બીજાને સોંપી.

બાઇએ ઘંટડી વગાડી. બાંદી આવી, તેને કહ્યું : 'તમે સર્વે જાઓ અને બે કલાક પછી–ત્રણ થાળ પુરી પકવાન તૈયાર કરી લાવો. આ મારા દેશના મહાવીરો છે. મારા સંગીત અને નૃત્યના ગુરુ છે. કશી કચાસ રહેવા દેશો નહિ. શુદ્ધ બ્રાહ્મણીઓ રસોઈ કરાવજે–સલીમા.'

સ્ત્રી : 'ગુરુદેવ અહીં સુધી પધાર્યા–કાંઇ ખાસ આજ્ઞા.'

પૂર્ણાનંદ : ( મારતંડ સાધુ વેશમાં ) 'બીલીઅન' બેટા તું તો મહેશ્વરી છે. તને શું આજ્ઞા કરીએ ! કેમ જંગબહાદુર ?'

તેજસિંગ : ગુરુજી, હું શું કહું. હું તો, તમે અચાનક મને શોધી કાઢયો, મળ્યા, અને તમારા ફરમાવ્યાથી સાથે આવ્યો !'

મારતંડ : 'બીલીઅન, તારી વાત તો કર. બહુ દિવસે મળ્યા.'

બીલીઅન : 'જેટલું મને કહ્યું છે તે મેં બધું કર્યું છે ને કરું છું.'

મારતંડ : 'કાશ્મીર !'

બીલીઅન : ' કાંઈ દમ નથી.'

મારતંડ : ' તો સારૂં, પણ નાણાંની ધૂમ છે.'

બીલીઅન : ' એ તો મેં લીધાં છે ને મોકલ્યાં છે.'

મારતંડ : ' ત્યાં કોઇ તત્ત્વો નથી ?'

બીલીઅન : ' છે, પણ પરવશ થઇ ગયાં છે અને ગોળાના વાસણ માંજતાં વાર લાગે તેમ છે.'

તેજસિંગ : ' તો તેમ કરીએ.'

બીલીઅન : ' ભલે, પણ મને વિશ્વાસ નથી અને નકામો વખત વિતાડવા જેવું છે.'

મારતંડ : ' ત્હેં તો ત્યાં બહુ જ ફરવાનું રાખ્યું હતું ને ?'

બીલીઅન : ' તમે ક્યાં નથી જાણતા, બધો રિપોર્ટ માને ક્યારનો મોકલ્યો છે. બાત્રીસ પાના થયાં.

મારતંડ : ' પણ કાંઇ કહેતો ખરી.'

બીલીઅન : ' ગુરુદેવ ! મારી પાસે શિસ્ત તોડાવો છો. દેવીમાએ મોકલી, તે કાર્ય સાધી દેવીમાને જણાવ્યું. તેમને મળી પૂછો તો કેવું સારૂં !'

તેજસિંગ : ' અમને નહિ કહો ? '

બીલીઅન : ' તમે નાયક મંડળના છો. આજ્ઞા કરશો તો કહીશ પણ પ્રણાલિકા ભંગ નાયકો કરાવશે તો પછી નિયમન ક્યાં જળવાશે ? મને સ્વાભાવિક સંકોચ થાય છે.'

મારતંડ : ' શાબાશ છે, બીલીઅન ! માએ તારી પસંદગી બરાબર કરી છે.'

તેજસિંગ : ' મ્હેં આંખો કાઢી તે નિરર્થક ગઇ.'

બીલીઅન : ‘ અરે સરદારજી, એવી આંખો બહુ કાઢે તો બહાર કાઢી લેવી પડે, સમજ્યા ? કહો તમે કેમ છો. ૭ મહિનાથી અહીં પેશાવરની આસપાસ કેમ વીંટળાયા છો ?

મારતંડ : ‘ હા, તેજસિંગ જરા કહે તો ખરો.’

તેજસિંગ : ‘ અહીંથી હથિયારબંધીના નિવારણનો પ્રયાસ પૂરો કરી લીધો છે અને શસ્ત્ર ઉત્પાદનના કામ કાજે યોજના નિશ્ચિત કરી છે.’

મારતંડ : ‘ સરસ કામ કર્યું. પછી, સમય કેટલો જશે ?’

તેજસિંગ : ‘ પછી–બે વર્ષ, પાંચ વર્ષ પણ થાય.’

મારતંડ : ‘ ત્યાં સુધી—’

તેજસિંગ : ‘ પંજાબમાં પુળા મૂકવા છે.’

મારતંડ : ‘ હજુ સુધી બરાબર થતું નથી.’

તેજસિંગ : ‘ આ તો લડનારો પ્રદેશ. સિકંદર અને મગધના સમયથી આ સંગ્રામભૂમિ છે. એટલે કોઇને શસ્ત્ર વિના વાત મનમાં વસે નહિ તે સ્વાભાવિક છે.’

મારતંડ : ‘ પણ શસ્ત્ર આવશે તો યે ‘ શસ્ત્રોથી જીતશે તે ને શસ્ત્રથી હણાંશે.’ તેમ દેવાએ કહ્યું છે, તે વિસરો છો હો !’

તેજસિંગ : ‘ ગુરુ મહારાજ, તમે પણ આમ કહેશો ? ’

મારતંડ : ‘ હા, સિદ્ધાંત અને નિયમન સર્વ કાજે એક જ છે.’

તેજસિંગ : ‘ આપણે મળીશું ત્યારે ચર્ચીશું.’

મારતંડ : ‘ વારુ, પણ મુલતાનમાં ત્હેં ઠીક કર્યું હો.’

તેજસિંગ : (ચમકી શાંત થઇ) ‘ ભાળ તો સારી રાખો છો બધાં; પણ કાંઈ ખોટું થયું હોય તો કહો, સુધારી લઉં.’

મારતંડ : ' નહિ, ભવલપુર જેસલમેરને રણની સરહદ બરાબર ત્હેં ગોઠવી છે. તને અભિનંદન ! '

તેજસિંગ : ' હું તો લસ્કરી માનસનો છું.'

મારતંડ : ' પણ પાછો ' રણજિતસિંગ ' થવાનાં સ્વપ્નાં રાખતો નહિ હો ! '

બીલીઅન : ' હા, સરદારજી હવે તે દિવસો પરવાર્યા.'

તેજસિંગ : ' આપણી પ્રતિજ્ઞા હું કદીએ વીસરીશ નહિ. મારે તો બધું શિવનિર્માલ્ય છે.'

મારતંડ : ' વારુ, બીલીઅન ! તને અતિ વિકટ કાર્ય સોંપવાનું છે.'

બીલીઅન ' શું છે, બાપુ ?'

મારતંડ : ' તું કાબૂલ જશે ? '

બીલીઅન ( સ્થિર થઇ ) ' કાબૂલ ! '

મારતંડ : (મક્કમતાથી) ' હા. કા...બૂ...લ ! '

બીલીઅન : ' ત્યાંથી કાંઈ આગળ જવાનું છે કે પાછા આવવાનું છે ?'

મારતંડ : ' તે તો દેવી મા કહેવડાવશે. પણ ઉત્તર તરફ જાય તો કેવું સરસ ! આપણો આર્યોનો પ્રદેશ જોવાય.' ' ઓક્ષસ 'નાં દર્શન કરી ' પામીર ' પર જઈ ' ચિત્રાલ ' અને ' શીગાણ 'ની સાંકડી પટીમાંથી ' જીલજીટ ' થઈ પાછી ફરે. તો તારૂં શરીર બહુ સુધરી જાય. બહુ સુંવાળી થઇ ગઇ છે.'

બીલીઅન : ' ખરચ કેટલો થાય તેનો વિચાર છે ? '

તેજસિંગ : ' ખરચ શેનો ! ચાર ઊંટ અને આઠ ખચ્ચર બહુ છે.'

મારતંડ : ( ખડખડાટ હસે છે ) 'મારી બીલીઅનને ખચ્ચર! વાહ! વાહ! કેવી સ્વારી!'

તેજસિંગ : (હસી) 'કેમ કાંઇ હસવા જેવું છે!'

મારતંડ : 'આને જ પૂછને.'

તેજસિંગ : 'કેમ બીલીઅન!'

બીલીઅન : 'સરદારજી, એ તો ખચ્ચર ન હોય તો પગે ચાંદા પાડીને પણ જવાય. નૂરજહાંનો રસાલો ચાલતો આવ્યો હતો. અને નહિ તો, સુખડની પાલખીમાં પણ શ્રમ લાગે! જેવો પ્રસંગ તેવો ધર્મ અને તેવું કાર્ય.'

મારતંડ : 'તેજસિંગ, હવે અહીંથી ક્યારે જવું છે?'

તેજસિંગ : 'બીજે ખાસ કામ છે.'

બીલીઅન : 'એ સરદારજી પોપટ–મેનાનાં લગ્ન કરી પછી નવરા થશે.'

તેજસિંગ : વાહ બીલીઅન, તું પણ મારી ઠીક તપાસ રાખે છે.'

મારતંડ : 'તે જે કરવું હોય તે જલદી કરીને લાહોર પાછો જજે; અહીં હવે નહિ.'

તેજસિંગ : 'હા, પંદર દિવસ તો બહુ.'

મારતંડ : 'ને આ બીલીઅનનું શું?

બીલીઅન : હા, દેવી માએ આજ્ઞા કરી જ હોય તો–'

મારતંડ : 'મ્હે કહેવડાવ્યું છે-હજુ ઉત્તર નથી; પણ હું કહું છું.'

બીલીઅન : 'તો મારી ક્યાં 'ના' છે?'

મારતંડ : 'ત્યાં જઈ શું કરશે!'

બીલીઅન : 'દેવી મા, સાંકેતિક મોકલશે ને ?'

મારતંડ : 'હું કહું તો !'

બીલીઅન : 'અં–હ. એમાં તો મારે સ્પષ્ટ સૂચન મળે તેજ કરૂં !'

મારતંડ : 'વારૂ, તેમ કરજે. 'અમીર' બહુ મોજીલો છે.'

બીલીઅન : 'ભલેને રહ્યો.'

તેજસિંગ : 'તને સપડાવશે તો ?'

બીલીઅન : 'અરે મુઓ છે રે મુઓ મને સપડાવનાર–'

તેજસિંગ : 'કેમ ?'

બીલીઅન : 'સરદારજી, હું કોણ છું, તે તમે જાણતા નથી. હું વશીષ્ઠની અર્વાચીન પત્ની છું. મારે પેટથી તો સહસ્ર નાગદેવો–ભારતનાં અનેક અનિષ્ટોનું દહન કરવા-સર્જું છું; સમજ્યા ! મને સ્પર્શે તે પાંચ કલાક પણ જીવે નહિ; હું તો વિષનખી છું. સમજ્યા !'

તેજસિંગ : 'ગજબ કર્યો ત્હેં, છોકરી.'

મારતંડ : 'તેજસિંગ, મારે વળી તને પણ ચેતાવવાનો છે. માટે તારે હાલ જરા અદૃશ્ય થવું.

તેજસિંગ : 'ને કદાચ સપડાઉં તો !'

મારતંડ : 'તો પછી જોઇશું. જરૂર હશે ત્યારે છોડાવીશું. કારાગૃહમાં ભક્તના ભજનથી તો આત્મા પિંજરના પંખી પણ ઊડી જઈ પાવન થાય તે સંકેત યાદ રાખજે.'

તેજસિંગ : 'વારૂ.'

બીલીઅન : 'હવે જમણ આવશે. બોલો નૃત્ય કરૂં કે સંગીત ?'

મારતંડ : 'નૃત્ય રહેવા દે; બીલીઅન ! કાંઇક વગાડ.'

બીલીઅને મૃદંગ લીધું, જરા ઠીક કર્યું, સ્હેજ સ્વર કર્યો, અને તાંડવનો સ્વરધ્વની ગૂંજી રહ્યો–સ્વર નીકળ્યા, ઊંચા ગયા, હેઠળ પડ્યા, પછડાયા, ઊંચા થયા, કોમળ થયા, કર્કશ થયા, રણરંગની જમાવટ થઈ, ચીસો સંભળાઈ અને વિજયનાદમાં સમ્યા, તેજસિંગ આ જોઇ જ રહ્યા.

બીલીઅન : 'કેવું લાગ્યું ?'

મારતંડ : 'ભયાનક સંગ્રામનો ધ્વની છે.'

બીલીઅન : 'મ્હે અઢાર મહિના પ્રેકટિસ કરી સાધ્ય કર્યું છે.'

તેજસિંગ : 'હું તો ધ્રુજી ગયો !'

બીલીઅન : 'સહેજ ફેર કરૂં તો તેમાં એવો ઉશ્કેરાટ થાય કે અહીંથી ઊઠી–દોડી–તરવાર લઈ, કેસરિયાં કરી મરવાની દીવાની ચઢે.'

તેજસિંગ : 'એનું નામ પડ્યું છે ?'

બીલીઅન : 'હા, 'મૃત્યુંજય નાદ'. ને તે ખસી. અને સામેથી ભોજનના થાળ આવ્યા.'

૧૭

રણજિત રજપૂત રઈસ તરીકે દેશ પ્રદક્ષિણા કરવા નીકળ્યો હતો. તેણે પંઢરપૂરમાં બ્રાહ્મણોને રાજી કરી, યાત્રાળુઓને જમાડી પ્રતિષ્ઠા સ્થાપી હતી. તે પછી નાસીક આવ્યો. મ્હોટા મકાનમાં તે રહેતો હતો અને સ્વસ્થ જીવન ગાળતો હતો. વિદ્વાન દક્ષિણી શાસ્ત્રીઓને તેણે પોતાને ઘેર નિમંત્ર્યા હતા અને તેમની સાથે વેદ, ઉપનિષદ, મહાભારત અને યોગ વશિષ્ઠ રામાયણની ચર્ચા કરતો. રોજ સમી સાંજે એના વાડામાં દસ–પંદર ખુરસીઓ નંખાયલી હોય અને આઠ–દસ જણ ત્યાં રમતા ગપ્પાં મારતા હોય. સામાજિક, રાજકીય, ધાર્મિક વિષયોની ચર્ચા થતી. એ સન્માનનિય થયો હતો. અને શહેરના પ્રતિષ્ઠિત સજ્જનોની એને ત્યાં અવરજવર રહેતી. અમલદાર વર્ગને કલબમાં કોઇ વખત મળતો અને 'બીલીયર્ડ' કે 'ટેનિસ' રમતો. પણ કોઇની સાથે તેણે અતિપરિચય કેળવ્યો નહોતો. એ સાધનસંપન્ન હતો અને નાસીકની હવા અનુકૂળ થવાથી રહ્યો હતો, એમ સૌ જાણતા. ત્યાં તો તેણે એક નવી પ્રવૃત્તિ શરૂ કરી. સંસ્કૃતના અભ્યાસી અને પારાંગતોને તેણે બીજી પાંચેક શાસ્ત્રીના સહીથી પરિપત્ર પાઠવ્યો કે 'વેદકાળથી ભારત શસ્ત્રવિદ્યામાં નિપુણ અને પ્રવિણ હતું. ધાર્મિક ગ્રંથોમાં અનેક આયુધોનાં વર્ણનો આવતાં; પરંતુ તે કેવાં હતાં, કેવી

રીતે તૈયાર થતાં, તેની બનાવટ અને સાચવટ કેવી હતી અને કેમ, કયારે ને કેવી રીતે વપરાતાં તે સમજાતું નહોતું. 'આ વિસરાયલી વિદ્યાનું સંશોધન થવું જોઇએ' એમ તેણે નમ્રભાવે જણાવ્યું હતું. અને મંતવ્યો માંગ્યાં. ચાર-છ મહિના પત્ર-વહેવાર ચાલ્યો. અને તેણે દરેકને નિમંત્રણ મોકલ્યાં. એક અઠવાડિયાનો કાર્યક્રમ યોજ્યો. નવું મકાન રાખી ઉતારાની ગોઠવણ કરી. કામની વહેંચણી કરી. સત્કાર, સ્નાન, સંધ્યા, ભોજન, પૂજન, અભ્યાસ, અધ્યયન અને રાત્રે સંગીત: સર્વની વ્યવસ્થા કરી. નવચંડી અને લઘુરૂદ્ર માંડયો. ને વીધી રોજ બે કલાક, એમ નવમે દિવસે સમાપ્ત થાય, તેવી રીતે ગોઠવી. પંડિતો, શાસ્ત્રીઓ, સર્વે આવતા. પોતે જાતે પગથીએ, સર્વને આવકારતો, અને દિવસમાં એક વાર સર્વની જાતે ખબર લઇ આવતો. રાત્રીના ભોજન સમયે સર્વની પંગતમાં પ્રથમ જરાક અળગો બેઠો-'આપ બ્રાહ્મણ છો. હું રજપૂત છું' એમ કહી હાથ જોડયા અને શાસ્ત્રીઓ પ્રસન્ન થઇ ગયા. છતાં હાથ પકડી વચમાં મ્હોટા પાટલા પર બેસાડયો. નવે દિવસ ચર્ચા ચાલી અને 'આર્ય શસ્ત્રવિદ્યા સંશોધક મહામંડળ'ની સ્થાપના થઈ. તેમાં પોતે રૂપિયા એક હજાર અર્પણ કર્યા, અને બીજા ત્રણ સાડાત્રણ હજાર ભરાયા. કાર્યવાહકો પસંદ થયા. મુખ્ય સ્થાન નાસીક નક્કી થયું. પોતાને પ્રમુખ થવાની વિનંતિઓ તેણે નકારી, અને તુલજાપુરના વયોવૃદ્ધ પણ સમર્થ વિદ્વાન, એકનિષ્ઠ, વેદમૂર્તિ 'નવરકર શાસ્ત્રી'ને પોતે જ પ્રમુખપદ શોભાવવા પ્રાર્થના કરી; અને તેઓ મ્હોટા બાજઠ પર વિરાજ્યા ત્યારે રણજિતે સર્વે મેદની સમક્ષ, તેમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા અને કહ્યું:—

'વિદ્વાનો, આજે મારો ભાગ્યદિન છે. હું તો કેવળ યાત્રા અને પર્યટણનો પ્રકૃતિઆનંદ લેવા નીકળ્યો હતો. શૃંગીરી

મઠનું ભવ્ય સ્થાપત્ય જોઈ મને પ્રેરણા થઈ—ત્યાં જ મ્હેં સવિનય પ્રેરણા મંત્ર યાચ્યો; અને મને સંજ્ઞા થઇ કે નાસીક જાઓ, ત્યાં તને સમજાશે. હું અહીં આવ્યો-રહ્યો, અને દેવની પ્રાર્થના અને શાસ્ત્રીઓના વચનામૃતમાં મારો સમય વહ્યો. એક રાત્રે મને એકાએક આંખ આગળ ધનુષ્યબાણ સાથે રઘુવીર, ફરસી સાથે પરશુરામ, વીમાનવિહારી સીતાને હરનાર રાવણ, બાણાવળી અર્જુન, સુદર્શન ચક્રધારી શ્રીકૃષ્ણ અને શસ્ત્ર વિશારદ ગુરૂ દ્રોણાચાર્ય—પ્રત્યક્ષ જ હોય એમ કલ્પના થઈ ભાવ થયો. અંતરધ્વનિ થયો. આ ભારતની વિજયવંતી શસ્ત્રવિદ્યાનો પુનઃ ઉદ્ધાર કરે તે ભારતમુક્તિ સિદ્ધ કરશે, અને માનવ સંસ્કૃતિ સ્થાપિત કરશે. આ ઉદ્દેશ અહીંના વિદ્વાનોને મ્હેં અચકાતાં કહ્યો અને હવે આપ સર્વ મળી આ મહાધર્મ અપનાવ્યો છે. હું આપનો કિંકર છું, મને આજ્ઞા કરો.'

આ વિવેકથી, આ ભાવથી, વિદ્વાનો અને મિત્રો રણજિત પર ઓવારી ગયા. અને હેતથી, શ્રદ્ધાથી સઘળું સુકાન રણજિતને સોંપ્યું.

પછી, રણજિતે અસ્ખલિત પત્રવહેવાર કર્યો. નાની પુસ્તિકા, પ્રશ્નાર્થ માર્ગદર્શન પ્રસિદ્ધ કરી. રાજાઓ, મહારાજાઓ, શ્રેઠીઓ, શ્રીમંતોને મળ્યો; અને તેનું કાર્ય વિકસ્યું. મુસાફરી તે દબદબાથી કરતો. રાજસ્થાનોમાં ઠાકોર રણજિતસિંહ તરીકે તેણે વિશ્વાસ અને પ્રતિષ્ઠા મેળવ્યાં. તેના કાર્ય કાજે સાધન મળી રહ્યાં અને શસ્ત્ર સંશોધન સંસ્થા વિકસી. તેનું માસિક પ્રસિદ્ધ થવું શરૂ થયું. અને વિચારકોમાં મ્હોટું આંદોલન ઊભું થયું. ક્ષત્રીઓને અને બ્રાહ્મણોને ગૌરવ-ગુમાન આવ્યું. નાસીકના મેળાનો પ્રસંગ તેણે ભવ્ય રીતે યોજાવ્યો. સ્વયંસેવકો, ડોકટરો, શિક્ષકો સર્વેને તેણે સંકલિત કર્યા. અને મેળામાં રોજ રાત્રે

સ્થળે સ્થળે તેણે પુરાણનાં પારાયણ મંડાવ્યાં. કોઠાયુદ્ધ-ગીતા દીક્ષા-દ્રૌપદિ વસ્ત્રહરણ-ઈંદ્રજિત સંવાદ વગેરેની કથાઓ વિવિધ રીતે કહેવડાવી. કથા કહેનારને પોતાને ત્યાં નિમંત્રી, બે-ત્રણ શાસ્ત્રીઓ સાથે મળી કથાનો ગુહ્યાર્થ ચર્ચી, તેને લોકવાણીમાં ઉતારી, સમજાવવાનો આગ્રહ કર્યો. આવી કથાઓથી હજારો યાત્રાળુઓએ પુરાણોમાંથી નવું જ્ઞાન, નવો આદેશ મેળવ્યો.

વળી આ પ્રસંગે તેણે રાજા-મહારાજાને પધારવા વિનવણી પત્રો લખ્યા હતા. અને 'શસ્ત્ર સંશોધન સંસ્થા'નો સમારંભ રાખ્યો હતો. અનેક આવ્યા હતા તે સર્વેને તે મળ્યો હતો. અને એક રાત્રે ભોજન પર તેની પ્રેરણાથી શાસ્ત્રના મુકુટમણી રૂપ નવરકર શાસ્ત્રી પાસે પ્રવચન કરાવ્યું હતું અને તેમણે રાજવીઓને ભારતની 'સંસ્કૃતિ અને શક્તિ' પુનઃ સજીવન કરવાનો આદેશ આપ્યો હતો.

તે અઠવાડિયા દરમિયાન તે પ્રત્યેક રાજવીને મળ્યો હતો. તેમની સાથે વાત કરી હતી અને પોતાને ત્યાં-પોતાની પ્રજાને સશક્ત અને સુબાહુ કરવા પ્રાર્થના કરી હતી; સ્વરક્ષણનો, સ્વધર્મનો નૈસર્ગિક હક્ક છે; અને અંગ્રેજી રાજ્યે-જગતભરમાં અવનવી નિઃશસ્ત્રતા ભારતની માનવજનતા કાજે નીમી હતી, તેની ઉપેક્ષા કરી હતી અને તેણે કહ્યું હતું કે કોઈ દિવસ આ નીતિ તેમને જ-અંગ્રેજી સત્તાને જ નિર્બળ સમજાશે.

'ક્ષત્રીઓનું ક્ષત્રીવટ સાચ કાજે સમશેરમાં અને શીરના સમરપણમાં છે. સત્ય કાજે, શીલ કાજે, સ્વધર્મ કાજે, ભારતના ગૌરવ અને આર્યધર્મ કાજે. જે ક્ષત્રી, તે સમજે નહિ તે ક્ષત્રી નહિ પણ શુદ્ર-એમ આપ કેમ નથી સમજતા' એમ તેણે કહ્યું, ત્યારે કેટલાક શરમાયા, કેટલાક

ચીઢાયા, એક–બે જણે કહ્યું કે તમે રાજવિરુદ્ધ ઉશ્કેરો છો અને બીજાએ ખાનગીમાં ચેતવ્યા કે રાજનો જાસૂસ હશે. આપણો તાગ લેવાનો પ્રપંચ હશે, ચેતજો! અનેકે સાંભળ્યું ને વીસરી ગયા. પણ પછી રણજિતે તો એ સર્વને એક પરિપત્ર પાઠવ્યો.

'આપ સર્વ પોતાની પરિસ્થિતિથી અજ્ઞાત નથી. તાજની વફાદારીનો અર્થ બહુ સુંદર અને શ્રેષ્ઠ છે. ચક્રવર્તિની શ્રેષ્ઠ ભાવના એ છે કે ચક્રવર્તિ પોતાનાં ચક્રમાં પ્રત્યેક આરાને સબળ અને સપ્રમાણ રાખવામાં શોભા માને. સમ્રાટ તો ન્યાય અને દયાના સાગર છે. આવી વિશાળ રાજતંત્રની ધરાનું વહન અહીં સ્થાનિક અધિકારી મંડળમાં જ હોય–તેમની વ્યાવહારિક બે આંખે બેજ વસ્તુ દેખાય–તેમના અધિકાર અને ફરમાનનો અમલ અને ચક્રવર્તિની સત્તાની સાચવટ. આ બેઉ કાર્ય કાજે તેમની બુદ્ધિ અને સમજણ પ્રમાણે કાળજી. ત્રીસ ત્રીસ વર્ષના અબાધિત નિરંકુશ અધિકારથી, ફુગેલા મને અને પ્રજા સંપર્કથી અલગ રહી સંકુચિત દૃષ્ટિથી એકાંક્ષી બનેલા મહામંત્રીઓ, અંગ્રેજી રાજને અચળ રાખવા સ્વાભાવિક પ્રયાસ કરે છે. ભારતના માનવંતા દેશપ્રેમીઓએ કહ્યું છે તેમ અંગ્રેજી રાજસત્તા, ભારતના ભાગ્યે એક વિધી અને કાળનું અદ્‌ભુત વિધાન છે. પરમાત્માએ તેમને ભારતની પ્રજાના એકીકરણ–પ્રજાના માનસના ઉત્થાપન, પ્રજાની કેળવણી અને પ્રજામાં વહીવટના એક તંત્રપણા કાજે નિર્મ્યા છે. આપ તો ચક્રવર્તિના મુકુટના મણી છો. કાલે ચક્રવર્તિને જરૂર પડશે તો તમો શું સ્હાય કરશો? પ્રજા નિર્બળ છે, નિર્માલ્ય થઈ રહી છે. નિઃશસ્ત્રતા એ પ્રજાનો શાપ છે. શ્રી. ગોખલેજી જેટલું નિરક્ષરતા નિવારણ કાજે કહે છે, શ્રી. દાદાભાઈ નિર્ધનતાના નિવારણ કાજે કહે છે, તેટલું જ સર ફિરોજશાહ અને શ્રી. બેનરજી, નિશસ્ત્રતાના નિવારણ કાજે કહે છે. રાજવીઓએ આ

વિચારવું રહ્યું. આપને ત્યાં આપ અંગ્રેજી સત્તાથી સુરક્ષિત હોઈ આપના રક્ષણ કાજે પ્રજાબળની અનિવાર્યતા વીસરી ગયા છો. પ્રજાના બળનાં વિવિધ અંગો છે—શસ્ત્ર અને શિક્ષણ—સહકાર અને સંયોજન; એજ સમૂહને બળ આપે છે; અને સમૂહની પ્રીતિ પર રાજ્યસત્તા નીર્ભર રહી શકે છે. તેનાથી અવળું આજે સમૂહની ભીતિ પર જ અધિકારની સ્થિરતા અવલંબે છે. પ્રજા પાસે શિક્ષણ અને શસ્ત્ર હોય તો પ્રજા સામી થાય તેનો ભય રાજસત્તાને નિરંતર રહે છે. પણ પ્રજા શું કરવા સામી થાય ? રાજસત્તા પ્રજાપાલક હોય, પ્રજાપોષક હોય, પ્રજા હિતેશ્રી હોય, તો તે પ્રજા તો રાજસત્તા કાજે પોતાનાં શિર અને શરીરનું સ્વાર્પણ કરે, એ કાંઈ જગતને નવું શીખવવાનું નથી. ભારતમાં ક્યાં આપણે હલદીઘાટનાં કેસરિયાં નથી જોયાં કે પદ્મિણીના સહસ્ર રમણી સાથના જૌહર નથી જોયા ?

આપની પાસે અમાપ સત્તા છે, રાજાનો વૈભવ પ્રજાની સમૃદ્ધિ પર શોભે. ક્ષત્રીઓ કાજે કેવળ વિલાસ તો વિષસમાન છે. જે રાજસત્તામાં પ્રજાને સ્વમાન અને સ્વભાન નથી તે સડવી જ જોઇએ. જે રાજસત્તા પ્રજાને આયુધોનું શિક્ષણ અને આભુષણોથી ખીલવતી નથી તે રાજસત્તા આત્માની કૃપણ અને દરિદ્ર છે. તેને પ્રજા પર વિશ્વાસ નથી. તે પ્રજાના બળથી ચમકે છે; અને પ્રજાની અજ્ઞાનતા, દરિદ્રતા અને નિઃસહાયતામાં પોતાની સલામતી માને, એ કેટલું અનિષ્ટ છે! આ સત્યો આપ સમજો. આપના મિત્રો—અમલદારોને કહો. આપ વૉઇસરોય અને ગવરનરોને મળો ત્યારે નિર્ભયતાથી કહો. જે ક્ષત્રી વિનયથી પણ સાચ્ચ કહેતાં અચકાય તે ક્ષત્રીજાયો કેમ કહેવાય!

મને ક્ષમા કરજો. અંગ્રેજી સત્તા હવે નવા રંગે દીપે તેજ હું ઇચ્છું છું, અને અંગ્રેજી સત્તા ફક્ત પ્રજાને સલામતીમાં રાખે તેટલું જ નહિ, પણ પ્રજાને શક્તિશાળી કરે તેમાં જ બ્રિટિશ સલ્તનતનું હિત છે. ભારતની પ્રજાનાં ગૌરવભર્યા સમૃદ્ધિશાળી સહયોગમાં જ બ્રિટિશ પ્રજાનું શ્રેય છે. હું આ સિદ્ધાંતનો ઉપાસક છું.

આપનું સ્થાન મહાન છે. રાજવી તરીકે આપ પ્રજાના સર્જક થઈ શકો છો. અને આપના રાજ્યમાં નહિ પણ ભારતમાં સંસ્કૃતિના ઉપાસક થઈ પિતૃભૂમિનું રૂણ પૂર્ણ કરી શકો છો.

હું તો કેવળ શંકર, શક્તિ અને સંસ્કૃતિનો ભક્ત છું. સમૃદ્ધિ તો વીરોની દાસી છે.

આપ મારા પ્રત્યે જે મમતા રાખો છો તે પ્રત્યે હું આપનો આભારી છું.

હું તો અહીં સંસ્થાના કર્તવ્યમાં પૂરાયલો છું. કામકાજ ફરમાવશો !'

આ પરિપત્ર ભારતભરમાં રાજવી અને ક્ષત્રીસમાજમાં પથરાયો. અત્યંત ઉભરામણ થયું. સળવળાટ થયો અને એક દિવસે કાંઈ ખાસ ગોઠવણથી એક મ્હોટો અમલદાર રણજિતને મળ્યો. બેઉએ સાથે જ ખાણું લીધું. અમલદાર પહેલાં તો તીવ્ર અવાજે બોલ્યો: રણજિતે શાંત રહી બારી સામે જોયું. અમલદારે અધિરા થઇ પૂછ્યું. 'કેમ શું કહો છો ?' રણજિતે સ્થિર આંખે જોઇ કહ્યું. 'I thought cultured Englishmen were very cool–હું તો માનતો હતો કે સુશિક્ષિત અંગ્રેજો બહુ ધીર અને સ્વસ્થ રહે છે.' અમલદાર જરા અચકાયો ને કહ્યું: 'Oh! Im very sorry–હું દીલગીર છું. આપણે વાત કરીએ.' તેણે સ્વમાનશાળી હિંદી જોયો અને તેણે પોતાની અકડાઈ જતી કરી. પછી બેઉ જણા વાતે

વળગ્યા. રણજિતે પોતાની હકીકત સમજાવી અને કહ્યું: 'અમારી પ્રજાને તમે શત્રુ તરીકે કેમ ગણો છો! અમારી ભૂમિને જીતાયલો પ્રદેશ કેમ ગણો છો! જીતાયલો પ્રદેશ અને શત્રુ પ્રજા પ્રત્યે જેવો વર્તાવ હોય તેવું તમે કરી, તમે જ અમને શત્રુવટમાં ઉશ્કેરો છો. અમને તમારા ગણો, તમારા માનો, તમારા તરીકે તૈયાર કરો, અમો ને તમો ઓતપ્રોત થઇ જઇએ. અને જુઓ કે જગતમાં તમને કદીએ આંચ નહિ આવે. અને નિઃશસ્ત્ર અને નિર્ધન, નિર્વીર્ય અને નિર્બળ પર રાજ કરવામાં તમને ગૌરવ શું હોય? ગુલામોના વહીવટમાં તમને લાભ ભલે હોય, પણ તેમાં ખુમારી શું? ના, ના, અમે તો તમારા મિત્ર છીએ, મિત્ર થવા ઇચ્છીએ છીએ. અમે ક્ષત્રીઓ અને બ્રાહ્મણોએ ભારતને સાચવ્યું છે અને સાચવીશું. મુસલમાનો આવ્યા અને અમારામાં ભળી રહ્યા છે. અમો હિંદુઓ કે મુસલમાનો ભારતવાસીઓ એક છીએ. તમો અમારા થઇ જાઓ. અમારાથી પર રહો તેમાં તમે દુશ્મનાવટ કેળવશો. અને પછી અમારો ખીજવાટ મર્યાદા મુકશે ત્યારે સહકાર ઇચ્છશો. તે પ્રસંગે હું કે મારા જેવા નહિ હોઇએ. કોઇ નવાં તત્ત્વો અને બળો સાથે તમારે આથડવું પડશે ને તમે મૂંઝાઈ દમન કરશો, શત્રુવટને દૃઢ કરશો. હું પ્રાર્થું છું, તમે આજથી જ સમજો. પણ હા, મને નિરાશા છે. તમારૂં જ મશીઆઈ પાડોશી આયરલેન્ડને તમે ક્યાં ન્યાય આપો છો, કે અમને આપશો!'

આવી અનેક વાતો થઈ, અમલદારે હાથ મેળવ્યો, અને કહ્યું, 'મને તમે નવી દૃષ્ટિ આપી છે. તમારા જેવા હોય તો હમે પણ કાંઇ કરી બતાવીએ.' ને તે ગયો.

# ૧૮

ઉત્તર હિંદની એક જેલની બંધ કોટડીમાં એક કેદી લાંબો સાંસોટ પડયો હતો. એને તપાસવા દિવસના ચાર વખત જેલર આવી જતો, દાકતર બે વખત જોઇ જતો. બે વૉરડરો એની દેખરેખ રાખતા હતા. એની ઓરડીમાં સૂવાની ચટાઈ, પથારી, ચંબુ અને થાળી વાડકો, એટલું જ રાચરચિલું હતું. અન્ય કાંઇ પુસ્તકો નહોતાં. એનું શરીર અત્યંત કસાયલું અને સ્નાયુબદ્ધ હતું. સવારના એને બહાર ફેરવતા અને તે ગોળા-કારમાં દોડતો, દંડ બેઠક કરતો, અને પછી પ્રાણાયમ–શ્વાસ–વ્યાયામ કરતો. કોઇ કોઇ વખત એના આંગળીના નખ સામે જોઇ રહેતો. ત્યાં જરા દાબતાં વેદના થતી અને તે હોઠ બીડતો છતાં, વધારે ને વધારે દાબતો ને બબડતો. 'આ ત્રાસ દૂધિયા જુવાનો પર થતો હશે, ને કોઇકે ચીતકાર કરી ત્રાસી બોલી દીધું હશે! તેમનો શું દોષ! આટલી યાતનાઓ જાતે વેઠયા પછી પણ મને કષ્ટ છે. શરીર પર બીજે ઠેકાણે ચાઠાં હતાં. આંખ ઉપર તેજને અટકાવવા લીલો પડદો રાખ્યો હતો–હવે આ બધું થયું હતું–તેના પર અત્યંત નિર્દયતાથી કબૂલાતો અને માહિતી મેળવવા પ્રયોગ થયા હતા–એની કાંઈ નવીનતા નથી. દરેક દેશમાં દરેક રાજસત્તાની આ રીત છે. એનું નામ 'થર્ડ ડીગ્રી'–ત્રીજી સરણી. જુદા જુદા દેશમાં ત્યાંની પ્રજા અને સત્તાના અનુભવ અને સ્વભાવ અનુસાર આ અખતરા યોજાયેલા હોય છે:

આ કેદીએ ઊંચું જોયું, ને વિચારતો રહ્યો. 'મને ચેતવણી આપી હતી. તે પ્રમાણે હું તો નીકળ્યો, પણ વચ્ચેથી પટકાઇ પડયો. કોઇ ફૂટેલું છે. કોણ હશે? રેલગાડી સૂસવાટથી જતાં અટકી, હમે બોગીના બેઉ છેડા પર, છૂટા છૂટા બેઠા હતા—એકબીજાને જોવાય અને મૂક ઇશારતથી સમજાવાય તેમ—રાત થઇ હતી. ને એકદમ ગાડી ધીમી પડી. કેટલાક માણસો કમ્પાર્ટમેન્ટની બારી આગળ ચઢી ગયા, અંદર ઘૂસ્યા. પાંચ મિનિટે ગાડી અટકી. નાનું સ્ટેશન હતું. હું સમજી ગયો હતો; છતાં વિચારતો હતો. એકાદ મિનિટ અવરજવર થઇ, ફાનસો મારા ડબ્બામાં આવ્યાં અને પાંચ જણ મારા પર શિકારીની માફક પડ્યા, ને મને હાથ કડી નાંખી. ડબ્બામાં ગભરાટ થઇ ગયો. મને ઘસડી બહાર નાંખ્યો. મેં નજર નાંખી. કેટલાય ચહેરા બારી બાર ડોકિયાં કરતા હતા. જે ચહેરાને હું જોવા ઇચ્છતો હતો તે જ દેખાયો નહિ. પણ તેમજ હોવું જોઇએ. પકડનારની નજર પણ કાબેલ હોય છે. મારી સાથે કોઇની આંખ મળતાંની ખાત્રી થતાં તેને પણ જોખમ રહે. ચાર મહિના થયાં જરા પણ અણસારો નથી ને હું અંદર છું.

મારા પર શું વીત્યું તેની મને પરવા નથી, પણ મારૂં લાહોરનું કામ રહી ગયું. એટલું થયું હોત તો પછી ભલેને બે વર્ષ નીરાંતે અહીં પડી રહત, આવી તેની વિચારમાળા હતી.

બારણું ઊઘડયું અને વોરડરે કહ્યું: 'ચાલો સરદારજી.'

તે આળસ મરડી ઊઠયો. તેણે પૂછ્યું, 'કેમ, કાંઇ છે?' અને ડેપ્યુટીસાહેબ બોલાવે છે.' એમ વોરડરે જણાવ્યું.

વોરડર સાથે પગે બાંધેલી સાંકળ ઘસડતો તે ગયો, ને ડેપ્યુટી જેલરની ઑફિસમાં વોરડર તેને અંદર લઇ ગયો.

ડેપ્યુટી જેલર કોઈ ક્રિશ્ચીઅન હતો. શરીરે મજબૂત અને રૂવાબદાર હતો.

, કયું તબીઅત આરામ હૈ.' ડેપ્યુટી જેલરે કેદીને પૂછ્યું.

કેદી : ' તમને કેમ લાગે છે ? '

આ જ જવાબ આ જ સવાલ પછી આવતો–તેમ આવ્યો. સામાન્ય કેદીનો આ વર્તાવ નહિ. કેદી સામી છાતીએ આંખ સ્થિર કરી જોઈ રહ્યો.

કેદી : ' આટલું જ પૂછવા મને શું કરવા તકલીફ આપી !'

ડેપ્યુટી જેલર સામું જોઈ વિચારતો હતો. ' શું ખુમારી છે! શું બહાદુરી છે!' તે બોલ્યો, ' તમે એક કામ કરશો ?'

કેદી : ' કહો, પછી વિચારું.'

ડેપ્યુટી જેલર : ' મારે ઘેર કામ કરવા આવશો ? '

કેદી : ( સહેજ હસી ) ' શું કામ છે ? મને ચાહ સરસ કરતાં આવડે છે. રબડી ફક્કડ બનાવું છું અને પુલાવ તો હું ફીરસ્તાને સ્વાદ રહી જાય તેવો બનાવું છું.'

ડેપ્યુટી જેલર : ' એમ–તમને એવું ખાવાનું ગમે છે. ( એને વિચાર આવ્યો કે મારાથી જે માહિતી મળી નહિ તે કદાચ સ્વાદિષ્ટ ખાણાથી મેળવાય ) તો તે પણ કરજો.'

કેદી : ' પણ આટલા કાજે મને બોલાવો છો, કે આ નવી તરકીબ છે ? '

ડેપ્યુટી જેલર : ( સખત થઈ ) ' હું તો તમને સ્હેજ રાહત થાય તેથી કહેવા ઇચ્છતો હતો. તમને મન ન હોય તો...'

કેદી : ' મન અને કમનનો ક્યાં સવાલ છે ! તમારે જે જોઇએ છે તે મારી પાસે નથી.

ડેપ્યુટી જેલર : ' શું ? '

કેદી : 'પોલીસને પરવડતી બનાવટો. ખરૂં તો, મને કેમ લાવ્યા છો, તેજ સમજાતું નથી.'

ડેપ્યુટી જેલર : 'તે તો અમલદાર જાણે. મારૂં કામ તો તમને સાચવવાનું છે. તમે કોઈ સજ્જન છો માટે તમને કષ્ટ ન થાય કે ઓછું થાય તેમ મારી ઇચ્છા છે.'

કેદી : 'કષ્ટની તો મને કાળજી નથી. કષ્ટનાં ધાવણ પીને તો હું મોટો થયો છું.'

ડેપ્યુટી જેલર : 'ત્યારે તમને સુખ સગવડની કશી જરૂર નથી જ ?'

કેદી : 'તમે ખાટલો આપો, ખુરશી આપો, મચ્છરદાની આપો, સારૂં ખાવાનું આપો, કોઇ કેદીની હાજરીમાં આપો, બીજું કાંઈ વધારે છે !'

ડેપ્યુટી જેલર : 'અહીં એટલું મેળવવા કાજે તો બીજા મરી ફીટે છે.'

કેદી ; 'પણ હું તેવો નથી. મને તેની ટેવજ નથી. હું તો પત્થર પર સૂઈ રહું. જ્યારે મળે ત્યારે પેટમાં જે મળે તે નાખી લઉં. મજૂરી કરૂં ને મજૂરી ન મળે તો નસકોરાં ફૂલાવી ઘોર્યા કરૂં.'

ડેપ્યુટી જેલર : 'સરદારજી, તમે આ રમત ક્યાં સુધી રમશો ?'

કેદી : 'રમત શેની ! પત્તાં ક્યાં છે. કોણ રમે છે. ચાલો રમીએ.'

ડેપ્યુટી જેલર : (હસી) શાબાશ ! ચાલો, પત્તાં રમીશું. તમને રોજ સવારના ઘેર લઇ જઇશ. ત્યાં તમે એક કામ કરજો. મારે ત્યાં મારી સ્ત્રી માંદી છે. તેને અનુકૂળ માવજતનો ખોરાક બનાવજો.'

કેદી : 'અને તે બધું આ હાથે પગે સાંકળો છે ત્યાં સુધી કેવી રીતે કરીશ?'

ડેપ્યુટી જેલર : 'હાથની સાંકળ કાઢીશું. ને પગની સાંકળથી વાંધો નહિ આવે.'

કેદી : 'વારુ, મારી ડયુટી કયારથી શરૂ થાય છે?'

ડેપ્યુટી જેલર : 'અત્યારથી' અને તેણે ઘંટડી વગાડી. બે વોરડરો આવ્યા. તેમને કહ્યું: 'એક બંદુકવાળાના ચોકી પહેરા હેઠળ બંગલે લઈ જાઓ.' કેદી ફર્યો, સલામ કર્યા વગર ગયો. એક વોરડરે તેને ખભે હાથ મૂકયો, કેદી ફર્યો અને ખભાને ઝટકાવ્યો ને પૂછયું, 'શું છે?' વોરડરે કહ્યું, 'સલામ કર્યા સિવાય કોઇનાથી જવાય નહિ.' કેદીએ કહ્યું, કીરતાર કે કર્તવ્યનિષ્ટ સિવાય કોઇને સલામ હોય નહિ; ને કેદીની સલામની કિંમત શી? આગળ ચાલ!' અને તેઓ ગયા.

ડેપ્યુટી જેલર જોઈ રહ્યો. ગઇ કાલે જ એકાદ બે અમલદાર–સુપ્રિન્ટેન્ડેન્ટ–વગેરેને વાતચીત થઈ હતી. કોઇ રીતે પીગળાવી પટાવી કેદી પાસે એની પૂર્વકથા કઢાવવાની પેરવી હતી. કેદીનું એકજ કથન હતું. 'હું કોણ છું, કયાં જન્મ્યો, કોના ઘરમાં, તે કાંઇ જ મને ખબર નથી. નાનપણથી મેં રખડી ખાધું છે. મારે સગાં નથી ને સ્નેહી નથી. મને પૂછવાનો અર્થ નથી. મારા શરીર પર સીતમથી કાંઈ સરશે નહિ. તમને ઠીક લાગે તેમ વર્તો.' પછી અનેક અખતરા થયા અને નિષ્ફળ ગયા. હવે માયાળુપણાની કરામત અજમાવવાની હતી; અને તે કારણથી આ યુક્તિ રચાઈ હતી.

# ૧૯

લખનૌના એક સુંદર બગીચાવાળા મકાનમાં સંગીતનું સ્વર્ગ ઉતર્યું હતું. 'તાનસેને ઝમાના' એવી જેણે પ્રતિષ્ઠા મેળવી હતી તે શ્રેષ્ઠ ગાયક-સંગીતકાર અને બીનકાર-ખાંસાહેબ અહીં સાત મહિનાથી મુકામ કરી પડ્યા હતા. એમનું રહેવાનું મકાન વિશાળ હતું. તેમાં નવાબી રાચરચિલું હતું. ઝાકમઝોળ કશી નહોતી. પણ બહુ ઊંચી કારીગરીની ચીજો ત્યાં આંખે દેખાતી. ઘૂંટી સુધી પગ પેસી જાય તેવો ગાલીચો, ભીંત ઉપર સોળમી સદીના કુશળ ચિત્રકારનાં કેટલાંક સપ્રમાણ ચિત્રો, કમાટ પર નખાવલીની રંગીન કારીગરીની છીપો, છેડા પર સુખડનો કોતરેલો પડદો, તેમાં એક આખો જલસો-સંગીત અને નૃત્યની કોતરણી અને અંદર હાથીદાંતની પડદીઓ, ભારતની કલાનું અદ્ભુત કાવ્ય રચતાં હતાં. બીજા બે-ત્રણ ઓરડા હતા. તેમના સુવાના ઓરડામાં એક કાળા સિસમનો પલંગ-પગ આગળ કાશ્મીરી શેતરંજી-પાસે નાનાં કોતરેલાં પાંચ ખુણિયાં ટેબલ પર-રાતી લીલી સોનાની મિનાકારીનું પાનદાન અને એક ચાંદીની પાણીની ઝારી અને સંગીતની એક હિંદી કિતાબ, વચમાં લટકતી બે હાંડીઓ, એટલો સાદો પણ ઉત્તમ શણગાર હતો.

તેમની ખ્યાતિ શહેરમાં પ્રસરી ગઇ હતી. નવાબી અને જમીનદાર કુટુંબોએ તેમને પોતાને તેડવા ખોળા પાથર્યા હતા. એક રાતના-બે કલાકના-પાંચ હજાર આપતાંએ, તેઓ કવચિત જ, કોઇને ત્યાંજ, ખાસ અમીરી કે ઇલમી મિજલસ હોય, તોજ જતા. પોતાને ત્યાં સાંજના સ્વેચ્છિત નાની મિજલસ થઇ જતી. ખાનદાન કુટુંબના અગ્રણીઓ ઇજનની ઇચ્છા રાખતા. એક રાતે નૃત્ય રાખ્યું હતું. પછી ખાણું હતું. બાવીસેક ગૃહસ્થોને નિમંત્રણ મળ્યું હતું. સાંજના દીવાનખાનું હાંડિઓ અને ઝૂમરથી દિપતું હતું. ખાંસાહેબ વચમાં બેસી સર્વને મુગલાઇ રીતે આવકારતા હતા. કોઇને ઊઠી ભેટતા હતા ને સર્વ તેમને નમી તેમના હાથને ચૂમી, માનથી અદબથી આસપાસ બેસતા હતા. બેઠકમાં કાંઈ જ ભેદ નહોતો. વચમાં વાજિંત્રો પડ્યાં હતાં. અને એક બાળ નૃતિકા વચમાં બેઠી હતી. બાર-તેર વર્ષની બાલિકા હતી. નમણું નાક-ગુલાબી ગાલ-સપ્રમાણ કપાળ અને ચમકતી નાની રમતિયાળ આંખે તે બધું જોઇ રહી હતી. નિર્દોષ લાવણ્યથી તેણે ઊભા થઈ નાનકડા હાથે સલામ ફેરવી ને સ્થિર થઇ. ખાંસાહેબે કહ્યું, 'બેટા-ગંગાજી બન જાઓ, દેખેં તુમારી ખૂબીઆં.'

બાલિકાએ ઊઠી ગંગા અવતરણનું શંકરનૃત્ય આરંભ્યું. હાવભાવ કરી ઊંચાં શિખર દેખાડ્યાં. શિખર પર ઠરેલા બરફ દુધીઆ રૂમાલ પાથરી બતાવ્યા. ચમકતાં સૂર્યનાં કિરણો દેખાડ્યાં. હેઠળ ધીકતી ધરતીનો ભાવ દેખાડયો. રખડતાં અકળાયલાં માનવ ટોળાં બતાવ્યાં. માતા અને માંગતાં બાળકોનો ભાવ બતાવ્યો. પછી ઊંચે ઊંચે બેઠેલો કોઈ વીરવિજ્ઞાની તપસ્વી તરીકે બતાવ્યાં. તેને ઊઠતાં બતાવ્યો, તે ઊઠયો. તેના મગજમાં અજવાળું પડતું દેખાડ્યું. તેની આંખને ભવ્ય કલ્પનાથી

ચમકતી દેખાડી. તેને પર્વત ઉપર ઊંચે ઊંચે ચઢતાં દેખાડયો અને હીમગીરીના શૃંગપર ઊભા રહી, ખીણોના 'વળાંક વાળી, સૂર્યનાં તાપકિરણો સંગ્રહી બરફને તોડી પીગળાવી, પાણીના ધોધ પખાળતો બતાવ્યો, અને પર્વત ફાડી ઉછળતી, દોડતી ગંગા દેખાડી. પછી હરિયાળાં ખેતરોમાં હળ ખેડતા બળદો દેખાડયા અને નૈસર્ગિક સ્વર્ગભૂમિ પર સર્જનારને શંકરની ઉપાસના બતાવી. શંકરના મંદિરમાં નંદીની સ્થાપના બતાવી. ને બહુજ નવીનતાથી, બહુજ ચપળતાથી નૃત્ય પૂરૂં કરી, શિવના ઘંટના ધ્વની જેવો ઘેરો રણકાર ઝાંઝરમાંથી રણકાવી તે સ્થિર થઇ બેસી ગઇ. નૃત્ય કેટલાક સમજ્યા. કેટલાકે પૂછ્યું. પંડિત જમનાપ્રસાદે ખુલાસો કર્યો: 'આપણા હિંદુ ભાઇઓ મહાદેવની પૂજા કરે છે. એ મહાન વિભૂતિ હતી. અને હજારો વર્ષો પર ઉત્તરની ભૂમિને ફળદ્રુપ કરવા તેમણે અકલ્પ્ય ઇજનેરી કામ કરી હિમાલયના શિખરે કાંઇ પ્રકૃતિના વૈજ્ઞાનિક પ્રયોગ કરી ત્યાંજ બરફ ઓગાળતાં–પાણીના ધોધને પીગળાવી–તોડી–તળેટીઓમાં લાવી–બળદ પાસે, ખેતી કરાવી–માનવજનતાને પોષી; તેથી તેમના મંદિરમાં પોઠીઓ 'નંદી'–બળદ અને ગાયનો બળવાન પિતા પૂજ્ય ગણાયો; અને હજારો માઇલ વહેતી ગંગાની નહેર જેવી યોજનાથી ઉત્તર પશ્ચિમથી પૂર્વ સુધી ઉત્તર ભારતને ફળદ્રુપ કર્યું, તેના સ્મરણ રૂપે 'શંકર' ઇશ્વર ગણાયા. અને તેનાં મંદિરો સ્થપાયાં. તેમાં શંકરનું શિવલિંગ અને નંદી કાંઇ મૂર્તિ નથી–આ શિવલિંગ તે હાલના જમાનાનાં સીલીંડ્રીકલ–'બોમ્બ–જેવું યંત્ર, જેણે પહાડ ફાડયા અને જળના વહનનો માર્ગ કીધો; તેનું પૂજન. આમ અમે વિચારી–કલ્પી આ નૃત્યમાં ઉતાર્યું છે. સર્વે સાંભળી વિચક્ષણતાથી જોઈ રહ્યા. પછી ખાંસાહેબે ખાણા કાજે ફરમાશ કરી, અને સર્વે જમવા ઊઠયા. માંસાહારી અને ફળાહારી–એ

જુદી જુદી-પંગત હતી. ખાણું વિવિધ વાનીથી પીરસાયું ને વાર્તાલાપ પણ થયો.

એક અમીર : ' ખાંસાહેબ ! કહીયે, આપકા ઉસ્તાદજી કૌન ? '

ખાંસાહેબ : ' જનાબ, વો તો કોઇ પહાડમાં રહેનેવાલા થે. બરસો પહેલે મ્હેં મીલા થા, ઔર અબ તો કહાં હૈ કુચ પત્તા નહિ મિલતા.'

એક નવાબ : ' મગર આપકુ કયા તાલીમ દીઇ હે ! વાહ, અજબ હય ! ગાના તો બહોત બી સુના, ફીરબી આપકા ગાના તો બેહેશ્ત કુ જમીન પર લાતા હે, વાહ વાહ, વાહ વાહ !'

પંડિતજી : ' નવાબસાબ, ગાના તો સુના-મગર કોઈ દિન બીન તો સુનીએ. આપકી અક્કલ બંધ હો જાયગી, સમજે.'

ખાંસાહેબ : ' ખુદાકી ફઝલ હય, સાહેબાન.'

અમીર : ' ખાંસાહેબ, આપ એક રોઝ હમારી મીજબાની તો મંઝુર કરો-મેરી ખૂબ આરઝુ હે.'

પંડિતજી : ' હાજી, અમીર સાહેબ બહોત દિનોસે કહે રહે હે.'

ખાંસાહેબ : ' દેખંગે ભાઇ, અબી તો કુચ દિલ નહિ લગતા.'

એટલામાં એક નોકરે આવી કાનમાં કાંઈ કહ્યું અને તેમણે તેવો જ ધીમેથી જવાબ આપ્યો. થોડી વારે બધા હસતા હસતા, સલામ કરતા, ભેટતા ગયા. પંડિતજી ઊભા રહ્યા, ને પૂછ્યું, ' ખાંસાહેબ કાંઇ ખાસ ખબર છે ? ' ને ખાંસાહેબે માથુ ધુણાવી ના કહી. પંડિતજીએ કહ્યું, ' સારૂં,

પણ ખાંસાહેબ પેલી કહેવત યાદ છે? 'એક સલામતી હઝાર નિયામત.' ને ખાંસાહેબે જવાબ આપ્યો: 'ને તમે કેમ ભૂલો છો, એક દિલાવરી લાખ નિયામત. એક શહીદી કરોડ નિયામત.' બેઉ જણા ભેટયા ને છૂટા પડયા. પછી ખાંસાહેબ તેમની બેઠકમાં ગયા. એક માણુસ ત્યાં જમીન પર બેસી રહ્યો હતો. ખાંસાહેબ આવ્યા. તે ઉભો થયો ને પગે પડયો ને સામે જોયું.

ખાંસાહેબ : 'કોણ રફીક!'

રફીક : 'હજૂર.'

ખાંસાહેબ : 'કયાંથી આવ્યો છે?'

રફીક : 'મુલતાનથી.'

ખાંસાહેબ : 'ત્યાં કોણ છે?'

રફીક : 'હમણાં ત્યાં કોઈ નથી.'

ખાંસાહેબ : 'કોણ હતા?'

રફીક : 'સ્વામીજી.'

ખાંસાહેબ : 'હવે કયાં ગયા?'

રફીક : 'તે કહ્યું નથી.'

ખાંસાહેબ : 'તું જાણે છે?'

રફીક : 'ના, મને તમારી પાસે મોકલ્યો છે.'

ખાંસાહેબ : 'કેમ?'

રફીક : 'ભયાનક કાવત્રુ છે.'

ખાંસાહેબ : (ઠંડે કલેજે) 'એમ!'

રફીક : 'હા,'

ખાંસાહેબ : 'શું થયું?'

રફીક : ' સરદારજીને પકડી જેલમાં લઈ ગયા.'

ખાંસાહેબ : ( સ્વસ્થતાથી ) વારૂ, પછી ?'

રફીક : ' સ્વામીજીએ કહેવડાવ્યું છે કે, તમે દગાથી ચેતજો, અને સરદારજીને લઈને મળજો.'

ખાંસાહેબ : ' વાહ શાબાસ ! મારા મુરશીદ–કામ તો રહેલું જ બતાવ્યું ! ઠીક, પણ બીજું કાંઈ કહ્યું છે ?'

રફીક : ' હા, તમારો જવાબ લઈ મને મળવા કહ્યું છે.'

ખાંસાહેબ : ' પણ ક્યાં ગયા તે તો તું જાણતો નથી.'

રફીક : ' એ તો મને કબૂતર મળશે, એટલે જાણીશ.'

ખાંસાહેબ : ' સારૂં; તો હવે તું શું જવાબ લઈ જઈશ ?'

રફીક : ' તમે જ કહો તે.'

ખાંસાહેબ : ' જા, કહેજે કે દગાને પીંખીશ ને કહ્યા મુજબ મળીશ, સમજ્યો ?'

રફીક : ' હજૂર.'

ખાંસાહેબ : ' અને મને કાંઈ થાય...'

રફીક : ' તોબા, તોબા.'

ખાંસાહેબ : ' મને કાંઈ થાય તો, ને ખબર પડે તો, તેમને કહેજે કે મારી દુઆ છે. મારી તો ધીરજની અવધ આવી છે.'

રફીક : ' મારાથી કાંઈ કરાશે ?'

ખાંસાહેબ : ' ના, તું જા. મને આજે તારી સાથે વાત કરવી પણ ગમતી નથી.'

રશીદ : ' મારો કોઈ ગુન્હો છે ! '

ખાંસાહેબ : ' કાંઇ નહિ. પણ તારી પાસેથી મને કાંઇ બદબો આવે છે ! નાકની વાત નથી, કાંઇ દિલથી આજે અણગમો થઈ આવે છે. સમજાતું નથી. તું જમીને જા. કયાં જશે ? '

રશીદ : ' હમણાં તો દિલ્હી જઇશ, પછી હુકમ મળશે તેમ. '

ખાંસાહેબ : ' વારૂ, દિલ્હીમાં આવીશ તો તને શોધી કાઢીશ–જાઓ. '

રશીદ ગયો ને બીજે દિવસે ખાંસાહેબ, ખાસ કામ આવ્યાથી, કલકત્તે જવાના ખબર એમના મિત્રોમાં મળ્યા !



૨૦

કેદીની જેલ સહેજ આસાન થઈ હતી. તેને જેલરને ત્યાં જઈ કામ કરવામાં બહુ શ્રમ નહોતો. જેલરની સ્ત્રી સાદી ભોળી અને વાતુડી હતી. એને એક નાનો છોકરો હતો—આશરે બારેક વર્ષનો. તે કૂદાકૂદ અને રમતમાંથી પરવારતો જ નહોતો. એને વાર્તા સાંભળવાનો બહુ જ શોખ અને કેદી કંઇ ને કંઇ વાત કહ્યાં જ કરતો. જેલરે અનેક વખત ચણો ચાંપી જોયો હતો, છતાં જરાએ પોચો જણાયો ન હતો.

એક દિવસ બપોરના ખાણા પર વાત થતી હતી. કેદી બહાર બેઠો હતો. છતાં વાત સંભળાતી હતી. જેલર એની પત્નીને કહેતો હતો: 'આ કેદીઓ પણ કેવા હોય છે—તરેહ-તરેહના વિચાર—તરેહતરેહના સ્વભાવ—અનેક જાતનાં વર્તન. એમનો અભ્યાસ કરવો એ પણ અમૂલ્ય તક છે. પેલો 'ચમુ' વોરડર છે તેને મળવા તેની દીકરી ને વહુ આવ્યાં હતાં. બારીમાંથી વાત કરતાં હતાં. દીકરીને હાથે, કાને, પગે દાગીના જોઈ તેણે નવાઈથી આંખો વતી પૂછ્યું હતું. સ્ત્રી કહેતી હતી જોને દીકરીને પરણાવવી હતી. તને મળી ગઇ પછી એકાએક સારું ઠેકાણું જડી ગયું. વર તો શું મરદ છે! ને તેણે તારી છોડીને સોના—ચાંદીથી મઢી લીધી છે. આ રેશમી સાલ્લો પણ તેણે મને આપેલો છે. હવે આસરે વિદાય કરવાની છે તે હમને

થયું કે, ક્યારેયે મળાય. લાવ, મળીએ. કેમ બેટા ખરું કને ?' અને છોકરી બોલીઃ 'હા–બાપા ! શું વાત કહું–ભગવાને વર આપ્યો છે. ઘરનાં ખેતરો, ભેંસો, ગાયો, બકરાં, બળદ કશાની મણા નથી. સાસુ તો જાણે મને જોઇને હરખાઈ હરખાઈ જાય છે, અને આખો દિ' માળા ફેરવે–ભગવાનનું ભજન કરે, અને કહે બેટાઃ 'મારું ઘર અજવાળજે. મારા ઘરનો દીવો થાજે.' મારી પાસે તો માળાના મણકા છે. પણ એકેકે મણકે રામનું નામ છે, બેટા ! ને રામનું નામ તો રામનું કામ કરે તેને જ ફળે ! હોં. દીકરા, ક્યાં નથી ખબર–વાસુદેવને પેટે ભગવાન અવતર્યા. કારાગૃહમાં કૃષ્ણાવતાર થયો. એક રાતે કારાગૃહના દ્વારની સાંકળો ખુલી. જમુનાના પટ ચિરાયાં અને કૃષ્ણ અલોપ થયા. એવાં વાસુદેવ–દેવકીનાં તપ અને ભક્તિ. બેટા, ભક્તના ભજનથી તો આત્માનાં પીંજરનાં પંખી પણ ઊડી જઈ પાવન થાય: સમજ્યા, બાપુ ! મને બહુ સુખ છે; પણ તમે ક્યારે નીકળશો !' તેની બાએ કહ્યું: 'હવે રાખ રાખ–લવ લવ કરતી. ને તેના ધણી તરફ ફરીને કહ્યું: 'હવે તમે સુખે રહેજો ને ફીકર કરશો નહિ. હું તો દિવસ પૂરા કરીશ ને તમારી વાટ જોઇશ. હિંમતથી રહેજો ને રામનાં કામ કરજો. 'ચમુ' વેરડર તાકીને જોઈ રહ્યો હતો. તેની સામે તેની સ્ત્રી અને છોકરી જોતાં હતાં. ને વેરડરે કહ્યું: 'બહેન દીકરા, છો મહિને બાર મહિને આણી તરફ આવો તો મળજો, ને ભજન તો કરીશું ને આત્માનું પંખી ઊડી જાય તો ભલે. પ્રભુની મહેર માનીશું, હોં ! ને એ લોક ગયા. આ હિંદુ લોકને ભજન ને ભક્તિ. ને પેલા કૃપણીની વાત–એની કેટલી મમતા અને માન્યતા છે !

જેલરની સ્ત્રી બધું ધ્યાનથી સાંભળતી હતી. તેણે કહ્યું: 'મને તો ખરું પૂછો તો આમ માણસો ને જનાવર માફક પૂરે છે તે જ ગમતું નથી.'

જેલર : 'પણ સરકારી નિયમ છે.'

જેલરની સ્ત્રી : 'બળ્યો એવો નિયમ. માણસને ઢોર કરે તેવી આ જેલો છે.'

જેલર : 'પણ તું શું કરે?'

જેલરની સ્ત્રી : 'કશું નહિ.'

જેલર : 'તોય કહે તો ખરી.'

જેલરની સ્ત્રી : 'હું તો બીજી નોકરી કરું.'

જેલર : 'તો અત્યાર સુધી આટલા વર્ષ કેમ બોલી નહિ.'

જેલરની સ્ત્રી : 'અત્યાર સુધી સમજી નહિ.'

જેલર : 'હવે કયાંથી સમજી?'

જેલરની સ્ત્રી : 'આ જુઓને આપણે ત્યાં કેદી આવે છે, તે કેટલો સાદો, સીધો અને સરળ છે!

જેલર : 'અરે ગાંડી છે. એ તો ભયંકર માણસ છે.'

જેલરની સ્ત્રી 'રહેવા દો, રહેવા દો!'

જેલર : 'પણ એનો રિપોર્ટ એવો છે.'

જેલરની સ્ત્રી : 'તમે વાંચ્યો હોય તો કહો, શું ગુનો કર્યો છે?'

જેલર : 'ખાસ અમુક આક્ષેપ તો નથી, પણ બહુ જ ભયંકર છે, એમ છે.'

જેલરની સ્ત્રી : 'જેવું ને બનાવટ સિવાય છે કાંઈ? આમ ને આમ સરકાર સારા માણસને પૂરી રાખે છે; ને લોક ઉકળે છે તો કહે છે. 'મારો દંડો-કરો સજા.''

જેલર : 'અરે વાહ રે! તું તો બહુ વિચારતી થઈને, કોણે શીખવ્યું?'

જેલરની સ્ત્રી : 'હું તો આ કેદીનું મોઢું જોઉં છું, ને મને કોણ જાણે કાંઈ કાંઈ થઈ જાય છે.'

જેલર : 'સાચું કહે, તને એણે કાંઈ કહ્યું છે?'

જેલરની સ્ત્રી : 'અરે, ના રે! હું તો વાત કરવા ઘણી મથું છું, પણ એ 'હાજી' ને 'નાજી' ને 'આમ' ને 'તેમ'- એટલો જ જવાબ આપે છે.'

જેલર : 'છોકરાને વાતો કેવી કરે છે?'

જેલરની સ્ત્રી : 'રમતગમતની અને વ્યવહારની. એક બીજા તરફ વફાદારી-ઇમાનદારી-સચ્ચાઇ-બહાદુરી અને દયાની વાતો કરે છે. એક દિવસ છોકરાએ પૂછ્યું કે તમે આવા સારા છો તો સરકારે જેલમાં કેમ પૂર્યા? ત્યારે તેણે જરા પણ સંકોચ વગર કહ્યું: 'ભાઈ હુંજ નથી જાણતો ને!' ત્યારે મને તો એવું થઇ આવ્યું.'

જેલર : 'જોજે, ચેતાવું છું. એનો તો 'સરકારી રિપોર્ટ' 'ભયંકર'નો છે.'

જેલરની સ્ત્રી : (ખીજાઇને) 'તમારી સરકાર તેવા હશે-આ તો કેવો...'

જેલર : 'અરે ચૂપ રહે. કોઇ સાંભળશે તો મારી નોકરી જશે.'

જેલરની સ્ત્રી : 'વારુ, નહિ બોલું.'

જેલર ગયો ને જેલરની સ્ત્રી ઊઠી પાછળના ઓરડામાં ગઈ. તેને છેડે કેદી આંખો મીંચી હાથમાં માળા રાખી ફેરવતો હતો, ને તેણે પૂછ્યું, 'તમે ખાધું છે ને ?'

કેદી : 'બપોરે જેલનું આવ્યું હતું તે ખાઈ લીધું છે.'

જેલરની સ્ત્રી : 'તમે અમારે વાસ્તે આવી સારી વાની બનાવો છો ને કેમ ખાતા નથી. હું તો કહું છું, તે તમે ખાઓ.'

કેદી : 'ખરું. પણ કોણ જાણે કેટલાં વર્ષ કેદમાં રહેવું પડે. આજે તમે માયાળુ છો. કાલે કોઈ બીજા આવે, ને અહીં જીભને સ્વાદની ટેવ પડી હોય, તો અકળાવાય; માટે અહીં તો આ રોટલા ને રાબડી જ સારી.'

જેલરની સ્ત્રી : 'તમારી મરજી. પણ તમે બહુ વિચિત્ર છો.' એટલું કહી તે ચાલી ગઇ. અને કેદીએ આંખ મીંચી, માળા શરૂ કરી.

કેદી નિયમિત માળા ફેરવતો અને 'ચમુ' વોરડર એની ખાતર કરતો. એક દિવસ આવી ચમુએ કહ્યું: 'સરદારજી, આ કાનજી (કૃષ્ણ) જેલમાં જનમ્યો ને એના બાપા એમને નસાડી ગયા. એવી વાત ખરી હશે ?'

સરદારજી : 'હું ક્યાં જોવા ગયો હતો, તે તને કહું ?'

ચમુ વોરડર : 'પણ 'સાસ્તર' (શાસ્ત્ર)માં લખ્યું છે ને ?'

સરદારજી : 'તો પછી તું પૂછે છે કેમ ? સાચું માનવાનું.'

ચમુ વોરડર : 'પણ તમે કહોને કે એ કેમ બને !'

સરદારજી : 'એ તો ભાઈ, જેને રામજીનું રખવાળુ હોય તેને બધું ફાવે. આપણા જેવાને તો મજુરી કરવી. અડધા ભૂખે મરવું ને ટાંટિયા ઘસી મરી જવું. માટે બહુ વિચાર કરવો જ નહિ.'

. . . . .

ચમુ વોરડર : ‘વાત તો સાચી છે’ ને એ મૂંગો રહ્યો.

પછી એક દિવસ કેદીએ કાંઇ આકાશમાં ઊડતું જોયું. પતંગ જેવું હતું. કાળી સમડી આકારવાળો પતંગ હતો ને ચાંચમાં કાંઇ આંકડા હતા. કેદી ધારી ધારીને જોઇ રહ્યો. એણે તે રાત્રે વધારે ઊંઘ લીધી.

કેટલાક દિવસ ગયા ને એક રાતે ધીરેથી કેદીએ એને ઉઠાડયો. એણે સામું જોયું. ચમુ વોરડર હતો. તેણે ઇશારત કરી ને કાનમાં વાત કહી. કેદી બરાબર સામું જોઇ રહ્યો. ને ચમુએ કહ્યું, ‘આત્માના પંખીડા ઊડી જાય.’ અને તે ઊડયો ને પાછળ ચાલ્યો.

અંધારી રાત હતી. એક ખૂણે દોરડું લટકતું હતું. તે સડેડાટ ચડયો ને બહાર પડયો. તેની પાછળ ચમુ ચડયો ને બહાર પડયો. બેઉ દોડયા–આગળ ગયા, બે ચાર ગધેડાં હતાં. પાસે એક કુંભાર સૂતો હતો. તે ઊઠયો ને ચમુનાં કપડાં બદલાવ્યાં. કેદીનાં કપડાં બદલાવ્યાં. સહેજ આઘે ત્રણ ઊંટ બાંધ્યાં હતાં ત્યાં તે ગયા ને તેમને લઇ ત્રણે ઊંટ રવાના થયાં. ગધેડાવાળો કુંભાર ત્યાં જ રહ્યો. કેદીનાં કપડાંનું પોટકું બાંધી આઘે વડની ઉપર ઊંચે ડાળે લટકાવી આવ્યો ને સૂઇ રહ્યો.

અડધે કલાકે જેલમાંનો ઘંટ વાગ્યો ને ધમાલ જાગી. જ્યાં ત્યાં પોલીસો ને વોરડરો નીકળ્યા. પિસ્તોલ, બંદૂક અને તમંચા સાથે દોડ્યા.

ગધેડા પાસે કુંભાર ચલમ ફૂંકતો હતો. તેને જોઇ ઊભા રહ્યા. તેને કુંભારે પૂછયુંઃ ‘ઓલ્યા શું છે? આ ઘંટ કેમ વાગે છે?’ એક સિપાઇએ કહ્યું, ‘એ ગધેડા! તને ભાન છે? કોઇ કેદી નાસી ગયો છે. ક્યારનો અહીં છે? કોઇને જતાં જોયા.

કેણી તરફ ગયા.' કુંભારે કહ્યું, ' હું તો ઊંઘતો હતો, સરકાર! આ તો ઘંટ વાગ્યો તે સડપ દઈ જાગ્યો. બાપા મારા જેવું કામ હોય તો હુકમ કરો.' નાયકે ધૂંધવાઈ કહ્યુંઃ ' જવાબ દેતો નથી ને કામ પૂછે છે. કોઈને જતાં જોયા?'

કુંભાર : ' બાપા ! કેમ જોવાય. નાસનાર કાંઈ ભૂંગળ વગાડે. સપ દઈને સાપની જેમ ક્યાંઈ નાઠા હશે, સરકાર! ચોરની ચાલ અજબ! લાહોરના જમાલ સૈયદ એમજ નાઠેલા– શું વાત કહું!'

નાયક : ' હવે રહેવા દે, તારી વાત; કોઈને જોયું હોય તો ભસની?'

સિપાઈ : ' નાયક સાહેબ, નકામી વાતમાં ટાઇમ જાય છે. આ તો ગધેડાવાળો છે, તેનામાં અક્કલ જણાતી નથી. આગળ જઈએ.'

ને એ લોક વીખરાયા.

કુંભાર પાછો સૂઈ ગયો. બે કલાકે પાછા આવ્યા ત્યારે ગધેડાં ચરતાં હતાં. કુંભારના જોડા—લૂગડાં હતાં, પણ કુંભાર નહોતો.

કુંભાર પણ ઊંટવાળાને રસ્તે હતો.

૨૧

આઘે આઘે સૂરજ આથમે છે, અને રેતીનું રણ રાતા રંગથી કીરમજી થાય છે. સીત્તેરેક ઊંટની વણઝાર ચાલી જાય છે. માંહોમાંહે વાતો કરે છે. મકરાણીઓ છે. સીંધીઓ છે. મુલતાની છે. ભવલપુરી છે. બિકાનેરી છે. બધી કોમની વણઝાર છે. પણ રણની એકતાનતા છે અને સલામતીની એકદીલી છે. કલાકેક વણઝાર ચાલી અને આઘે એક લીલું ખેતર દેખાયું. બે–ચાર ઝાડવાં આવ્યાં. વિસામો લેવા સૌ ઊતર્યા અને ભાથા છોડી, છૂટા છૂટા, પોતપોતાના સાથીઓ સાથે ખાવા બેઠા.

એક જગા પર 'કેદી અને કુંભાર' ને એક છોકરો બેઠા હતા. રોટલા, ચટણી અને અથાણું જમતા હતા. ને ધીમેથી વાત કરતા હતા.

જેલમાંથી અદૃશ્ય થયાને પાંચમો દિવસ હતો. ને બધાના મોં પર સ્મિત અને વેદના હતી.

તેજસિંગ : 'પણ રફીક, ખાં સાહેબ કેમ નથી ?'

રફીક : 'એ તો મને શું ખબર, સરકારને પૂછો.'

રણજિત : 'વણઝાર આગળથી છૂટાં પડતાં મને કહ્યું કે હું ખાસ કામે જાઉં છું ને પછી તમને મળીશ.'

તેજસિંગ : 'પણ મારાથી મળાયું પણ નહિ.'

રણજિત : 'તેજસિંગ, આપણને આવી કુતૂહલતા શું કરવા હોય. મળશે, તેમને મરજી હશે ત્યારે.'

તેજસિંગ : 'પણ મારે તેમને ધન્યવાદ આપવા હતા.'

રણજિત : 'ગાંડા રે ગાંડા, ધન્યવાદ વાસ્તે ઓછું કોઇએ કંઈ કર્યું છે. આમાં મોટી કઈ પાણીપતની લડાઈ જીત્યા કે ધન્યવાદ.'

તેજસિંગ : 'ખરું, પણ હું સજ્ઞા કરત.'

રણજિત : 'શું કરવા ! આખી જેલ ભાંગીને ભૂકા થઈ જાત. ને બળીને ખાખ થાત. તને કે આપણામાંના કોઇને કોણ ક્યાં રાખી શકે ?'

તેજસિંગ : 'વારુ, મને વિમાસણ થયાં જ કરે છે કે ચૂંગાલમાં કેવી રીતે આવ્યાં.'

રણજિત : 'તને ગુરુ મહારાજે તો પેશાવરમાં જ ચેતવ્યો હતો.'

તેજસિંગ : 'હા, તને કયાંથી ખબર ?'

રણજિત : બધું બધાનું જાણવું, એ રીતે.'

તેજસિંગ : 'ત્યો ત્યારે તો હું તારુ તો બહુ જ ઓછું જાણું છું.'

રણજિત : (હસીને) 'એટલી મારી આવડત ને કરામત.'

તેજસિંગ : 'વાહ સરકાર, વાહ ! હવે તમે નાસીકમાં 'મહાકૂદ્ર' કરાવીને થાક્યા તો નથી ને !'

રણજિત : 'ના રે, રોજ ચાલે છે.'

તેજસિંગ : 'રફીક, તારે તું સાથે રહેવાનો છે?'

રણજિત : 'હા, આપણે હવે જુદા પડીશું.'

તેજસિંગ : 'મારે શું કરવાનું છે?'

રણજિત : 'તે તું જાણે!'

તેજસિંગ : 'કેમ?'

રણજિત : 'ધાવણને વળગે તે સાવજના છૈયા નહિ—એજ!'

તેજસિંગ : 'વાહ મારા દોસ્ત, વાહ મારા રજપૂત વીર!'

રણજિત : 'કેમ હસે છે?'

તેજસિંગ : (મજાકમાં) 'તો રડું?'

રણજિત : 'જો સાંભળ! દીપડાની છલાંગની તને ખબર છે?'

તેજસિંગ : 'હા, કેમ?'

રણજિત : ''મા'એ કહેવડાવ્યું છે કે, ચિતો ચાર ગજ અને દિપડો દસ ગજ—પાછો હટે અને એકજ છલાંગે શત્રુને પટકે.'

તેજસિંગ : 'શું કહે છે?'

રણજિત : 'હા.'

તેજસિંગ : 'દેવીમા કયાં છે?'

રણજિત : 'મારતંડ સિવાય કોઈ જાણતું નથી.'

તેજસિંગ : 'એ ગુરુદેવ કયાં હશે?'

રણજિત : 'તે પણ મને ખબર નથી.'

તેજસિંગ : 'તારે કાંઈ કહેવું નથી. એમ કહેને!'

રણજિત : 'એમ માન! ને હવે ઊઠીએ. જો બીજા તૈયારી કરે છે.'

એ પણ ઊઠયા; અને આખી વણઝાર આગળ ચાલી. રણના પટમાં ઊંટ અને ઊંટસવારના પડતા પડછાયા દેખાય છે. ઊંટના દાબલા રેતીમાં સમી જાય છે. ને વાતચીત બંધ થઈ ગઈ છે. ચાલતાં ઊંટે સૌ કોઈ આંખ મીંચી ઊંઘતાં ઢળેલાં છે. રણજિત નીરવ નિશબ્દ રણને જોઈ રહી બોલ્યો : ' આમ ને આમ-રેતીના રણમાં-ક્રાન્તિની વણઝાર-સૈકાઓથી ચાલતી જ રહે છે, વીખરાય છે, દટાય છે, વીસરાય છે, નવી આવે છે-ને ચાલ્યાં જ કરે છે. અને માનવજનતા મૂઢતાના ચીલામાં રીઢી થઈ ક્રાન્તિને હસે છે ને રગદોળાય છે. રેતીના રણ-રેતીના રણ-ને સિદ્ધ પુરુષોના અણપ્રીછ્યા પ્રાણાર્પણ-એજ માનવવિકાસનો ક્રમ-ઓ પ્રભુ!'



# ૨૨

ઉત્તર હિંદના એક મોટા શહેરની વચમાં ધર્મશાળામ. મુસાફરોની ગીરદી હતી. પાસેના મંદિરમાં પણ ઉત્સવ હતો. મહંતના મહાયજ્ઞની પૂર્ણાહુતિ હતી અને આવા પ્રસંગે સાધુઓ, શ્રેષ્ઠીઓ અને રાજવીઓ અને વિદ્વાનોની અવરજવર બેસૂમાર ચાલતી હતી.

બરાબર બપોરનો સમય હતો.

મહંતના મકાનમાં ઉપરના માળ પર એક ખંડમાં પલંગ પર મહંત સૂતા હતા. પાસે મોટી ગાદી પર પૂર્ણાનંદ સ્વામી ( મારતંડ ) અને સરકાર ( રણજિત ) બેઠા હતા. કશી પણ વાતચીત હતી જ નહિ. સૌ મંત્રમુગ્ધ હોય તેમ હતા. પણ અશાંતિ સ્પષ્ટ હતી. તેમને કશો સંદેશો મળ્યો નહોતો. તેજસિંગ અને ખાં સાહેબનો પત્તો નહોતો. એમની તજવીજની જાળની ચકાસણી થઈ રહી હતી. અને નરરત્નો જડતાં નહોતાં.

ચાર ચાર અઠવાડિયાંથી અકળામણ હતી.

આ બેઉ અહીં હતા—એક સાધુ અને એક રખડતો રજપૂત મહંતની સેવામાં હતા. બારણાને અંદરથી સાંકળ હતી. કોઈકે બારણાનું કડું ખખડાવ્યું. સાધુ ઊઠી હેઠળ પલંગની સામે બેઠો. અને રજપૂતે મહંતના પગ આગળ બેસી, પગચંપી

કરતો હોય તેમ હાથ મૂકયા. ફરી કડું ખખડ્યું અને મહંતે મોટેથી કહ્યું: 'કોણ છે, ઉઘાડ તો જોઉં!' અને સાધુએ ઊઠી, બીજા ખૂણામાંથી કાણુંમાંથી જોઈ, મંદિરનો મહેતો હતો તેની ખાત્રી કરી, સાંકળ ખોલી અને બારણું ઉઘાડયું. મહેતો અંદર આવ્યો ને હાથ જોડ્યા.

મહંત : 'કેમ રે મને નિદ્રામાંથી અસ્વસ્થ કર્યો?'

મહેતો : 'બાપજી, કોઈ બાઈ હેઠળ આવી છે. પ્રસાદ લાવી છે ને કહે છે કે મારે તો મોટા મહારાજને મારે હાથે આપવો છે. બહુ સમજાવી પણ જતી નથી. ચાર કલાક થયા; પછી તેને રડતાં જોઈ મને દયા આવી ને મનમાં થયું, લાવ જોઈ આવું–જાગતા હોય તો...'

મહંત : 'આવી પીડાઓથી પરવારાતું જ નથી. મોકલ તેને!'

મહેતો ગયો અને એક બાઈ લાજ કાઢી સોડીઆમાં મોટો પિત્તળનો ડાબડો લઈ અંદર આવી ને મહંતે કહ્યું: 'બેઠ મૈયા–બેઠ.' બાઈ બેઠી. કેટલીક મિનિટ કોઈ બોલ્યું નહિ.

મહંત : 'શું કામ છે બાઈ?'

બાઈ : 'પ્રસાદ લાવી છું, બાપજી.'

મહંત : 'તો જે હોય તે મહેતાજીને આપો બાઈ.'

બાઈ : 'મહારાજ, મારે તો આપ આરોગો એજ ઇચ્છા છે.'

મહંત : કોઈ પણ પ્રસાદ દેવને ધરાવ્યા વિના લેવાતો નથી મા!'

બાઈ : 'તો તેમ કરો.'

મહંત : 'મહેતાજી થાળ લઇ આવો.'

મહેતો ગયો અને મહંત ટટ્ટાર થયો. સાધુ અને રજપૂત દોડ્યા ગયા.

મહંત : ' શું છે ? ' સુકની ( સુકન્યા ).

બાઇ : ' દર્શને આવી છું. મહારાજ ! '

મહંત : ' બહુ દિવસે.'

બાઇ : હા, પીડામાં હતી.'

મહંત : ' શું થયું હતું ?'

બાઇ : ' છોકરી મરી ગઇ બાપજી.'

મહંત : ' હેં ! કયારે ? '

બાઇ : ત્રણ મહિના થયા ને વાણિયે ખોરડું ગીરો લખાવી સસરાનું કારજ કરવા પૈસા આપેલા તે વેચવા બેઠો છે.'

મહંત : ' તારો ધણી શું કરે છે ? '

બાઈ : આઠે પહોર દારુ ઢીંચીને બેસે છે. મને ગાળો દે છે.'

મહંત : ધબેડે છે ? '

બાઈ : ' ના, બહુ નહિ. જરા બે-ત્રણ થપ્પડ મારે, કોઇ વખત.'

મહંત : ' શું કરવા ?'

બાઇ : ' એ તો એને વહેમ છે કે લોક આવે છે તે હું રખે કોઇની સાથે સ્નેહ કરૂં.'

મહંત : ' તે તને કયાં કોઇનો મોહ છે જે.'

પગલાં સંભળાય છે ને મહેતો થાળ લઈ આવે છે. બાઇ દાબડામાંથી મીઠાઇ, ફળ વગેરે મૂકે છે અને મહંતની આજ્ઞાથી

મહેતો તે લઇ જાય છે. મહંતે કહ્યું: ' મહેતાજી ટોપરૂં ને ખારેક મોકલાવજો.' ને મહેતો ચાલ્યો જાય છે.

મહંત : ' હાં–શું? તને ક્યાં કોઇનો મોહ છે! '

બાઇ : ' અરે બાપલિયા! એક મરદ ઓછો છે કે બીજાના મોહમાં પડું.'

મહંત : ' પણ તને કંટાળો આવતો હોય તો ફારગતી લે.'

બાઇ : ના રે બાપજી, એ તો ઉલમાંથી ચૂલમાં. મારે નસીબે પ્રભુએ ઘડ્યો તે સાચો. હું હિંદવાણી છું, બાપજી! સીતાજીની ભગત છું.'

મહંત : ' શાબાશ સુકન્યા, તું પણ સતી છે.'

બાઈ : ' મહારાજ તે આપણા દેશમાં તો ઘેર ઘેર સતીઓ–પતિત પતિઓની જિંદગીભર સેવા કરી સ્વર્ગે જવા તપ કરે છે. પણ એમના પતિને ગાદી નહિ ને રાજ નહિ, પૈસા નહિ ને માન નહિ; તે કોણ એમને પૂછે. બાકી તો બાપજી આપણા હિંદુ સંસારમાં સડતી સીતાઓ અસંખ્ય છે. અને જીવતી સળગતી સતીઓનો સુમાર નથી.'

મહંત : ' વાહ રે સુકન્યા, તું ખરેખર વિદ્વાન થઈ છે, ક્યાં સુધી અભ્યાસ આગ્યો છે.'

બાઇ : ' હવે રહેવા દો ને બાપજી–અમ જેવાં તો જોઇએ, ને કોઇ દિવસ બહુ દુઃખ થાય તો બોલી દઇએ.'

મહંત : ' વારૂ ત્યારે હવે જા–ખારેક ટોપરું લેતી જજે.'

બાઇ ઊઠી પલંગ પાસે આવી પગે પડી. પગે પડીને ઊઠતાં જરા લચકાઈ ' ઓ મારે ' કરતાં પડી–મહંતે ઝીલી?

'કેમ ભૂખી છે ? એને ઉઠાડજો.' જરા રહી ઊઠવા હાથ ટેકવતાં રજપૂતે હાથ આપ્યો. તીરછી આંખે તેણે જોયું ને રજપૂતના હાથને અંગુઠાએ દબાવ્યો ને ધીરેધીરે તે ગઈ.

મહેતો આવ્યો અને ખારેક ટોપરું લાવ્યો.

મહંત : 'મોડો આવ્યો, તે તો ગઈ; જો બહાર જતાં મળે તો આપી દે !'

રણજિત : 'પાન લઇ આવું' કહી ઊઠીને ગયો. વરંડામાંથી પરસાળમાં ઊતર્યો, અને ત્યાંથી નીકળી પાનવાળાની દુકાને પાકાં બનારસી પાન લીધા અને મંદિરના દરવાજાની પાસે ગલીમાં બીડી ફૂંકતો ઊભો રહ્યો. થોડીવારે પેલી બાઇ ખારેક કોપરૂ હાથમાં લઈ નીકળી. તે આમતેમ જોતી હતી. ગલીમાં તેણે રજપૂતને જોયો, ને તે તરફ વળી.

સુકન્યા : 'સચ્ચિદાનંદ મહારાજ.'

રણજિત : 'સચ્ચિદાનંદ મૈયા, કયા પરસાદ હૈ ?'

સુકન્યા : 'હા જરા લેના' કહી પ્રસાદ ધર્યો. કોપરાની કાચલીમાં કાગળની ગોળ વાળેલી ચબરકી હતી. રણજિતે લીધી ને બાઇ ગઇ. કોપરૂ ચાવતો રણજિત અંદર ગયો.

મહંત હેઠળ ઉતર્યા હતા. તેમની પાવડીના ખડખડાટથી સાધુમંડળ જાગૃત થઇ તેમને નમન કરતા હતા. સાધુ (મારતંડ) તેમનું કમંડળ ઝાલી પાછળ ચાલતો હતો, ને મંદિરના ચોગાનમાં આવી તેમણે રાધેશ્યામને દંડવત્ કર્યા, ને પોતાની સાંજની બેઠક પર તે બેઠા. રણજિતે પાન લાવી પાસે મૂક્યા, અને બેઉ બહાર નીકળ્યા.

રણજિત : 'ગુરુદેવ.'

મારતંડ : 'કેમ ?'

રણુજિત : વિકટ અને વિચિત્ર લાગે છે.'

મારતંડ : 'શું ?'

રણુજિત : 'પેલી સુકની 'ગોળંટી' (કાગળની ગોળ નાની દડી) આપી ગઇ, તેમાં કાંઇ નહોતું.'

મારતંડ : 'એમ હોય! તને દેખાયું નહિ હોય!'

રણુજિત : 'હા, મેં બરાબર જોયું છે.'

મારતંડ : 'એનો અર્થ તો કોરૂ પાનું એટલે કાંઇ ખબર નથી એમ થયું.'

રણુજિત : 'હા, એમજ.'

આમ વાત કરતા તે ટોળામાં ભળ્યા ને બજાર તરફ ગયા. એક હલવાઇની દુકાનેથી તેમણે મીઠાઇ લીધી ને ખાધી. અને મારકંડે પૂછ્યું, 'કેમ કાંઈ છે ?' ને તેણે ડોકું હલાવી 'ના' કહી ને તેઓ ગયા.

કેટલેક જતાં ભીડ વધી હતી. કાંઇક મારામારી થતી હતી. લોકનું ટોળું હતું. પોલીસ આવી હતી. ત્યાંથી પાછા તેમને એક બાઇ અથડાઇ ને તેણે ઊંચું જોયું. 'મહારાજ, મારે ત્યાં આવશો. મારૂં ઘર પવિત્ર કરો-પ્રસાદ લેજો.' અને મારતંડે જોયું. સુકન્યા ચમકતી આંખે ફાટેલ તૂટેલ લૂગડે-ખોડાંગતી ચાલતી-હાથ જોડી રહી હતી. તેમણે કહ્યું: 'ચાલ' અને તેઓ ગયા.

ગામને છેડે નાની લીંબુ પપૈયાની વાડી હતી. તેમાં એક ખોરડું હતું, ત્યાં તેમને લઇ ગઇ. એક ગાયને વાછરડું ધાવતું હતું. એક દારુડીઓ ઢીંચીને આકાશ તરફ જોતો પડયો હતો. સુકન્યાને બે જણની સાથે આવતી જોઈ બોલ્યો: 'કયાં ગઈ હતી...ને બે સાધુડા ઓજ્ઞા છે તે વળી બીજા એ લાવી...

કોઇ ઢંગજ નથી.' સુકન્યાએ પાસે આવીને કહ્યું: 'લો, તમે અકળાવો નહિ! એ તો રામજીની મહેર છે ને તમને સુખ છે. આ સાધુસંતોની દયાથી તો જીવું છું. રહો, તમે પડી રહો—આ મીઠાઈ લાવી છું ને હવે હમણાં જરા પીશો નહિ: હાથ જોડું!' 'ના પીયું? કોઇના બાપની સાડાબાર છે! લાવ બાટલી નહીં તો ચીરીશ...' ને સુકન્યાએ ગભરાતી હોય તેમ આમતેમ જોઇ દેશી દારુની શીશી આપી, તે તેણે લીધી; અને મીઠાઇ અને મહુડાની લહેજત ઉડાવતો તે અર્ધો બેભાન બન્યો ને પછી પડ્યો.

સુકન્યાના શરીરે કમકમાં આવ્યાં ને તેણે ઊંચું જોયું. મારતંડ અને રણજિત દયાભીની આંખે જોઈ રહ્યા હતા. તેમને કહ્યું, 'તમે પાછળ પડાળીમાં જાઓ ને હું ખાવાનું લાવું છું. ત્યાં ભજન કરો બાપજી.' ને તે ગઈ. રણજિત અને મારતંડ પડાળી તરફ ગયા. ને ત્યાં બે બીજા સાધુઓને સાદડી પર ગાંજો પીતા જોઇ 'જે રામજી' કરી બેઠા.



# ૨૩

પડાળીમાં ધૂળ અને રાખ ઉભરાતી હતી. ચારે જણ બેઠા. કોઈ કાંઇ બોલતું નથી. પછી તે બહાર આવ્યા ને સામે પીંપળાના ઝાડ તળે ચોતરા જેવું હતું ત્યાં બેઠા. વચ્ચે મારતંડ બેઠો. ખાં સાહેબ સહેજ સામે બેઠા. રણુજિત અને તેજસિંગ સામે સામે બેઠા. રણુજિતે ગાંજો વાટવા માંડયો.

મારતંડ : 'કેમ જંગ બહાદુર, બહુ દિવસે બધા મળ્યા હોં!'

રણુજિત : 'આપણે તો મળ્યા પણ હવે તો 'મા' મળે તો સારું!'

ખાં સાહેબ : હા, મને પણ બહુ જ મનમાં વસવસો છે.'

તેજસિંગ : 'કેમ?'

ખાં સાહેબ : 'મારે ન્યાય કરાવવો છે.'

તેજસિંગ : 'કોનો?'

ખાં સાહેબ : 'મારો.'

મારતંડ : 'શું છે. ખાં સાહેબ, એવું કાંઇ?'

ખાં સાહેબ : 'આપણા તંત્રમાં દ્રોહની શિક્ષા શી?'

મારતંડ : 'દ્રોહી અનુભવહીન કે અજાણુ હોય તો ક્ષમા અને ત્યાગ.'

ખાં સાહેબ : 'ને દ્રોહી સમજુ, અક્કલબાજ, જાણકાર અને ક્રાન્તિનો સોદો કરનાર હોય તો ?'

મારતંડ : 'તો તો દેહાંત દંડ અનિવાર્ય છે.'

ખાં સાહેબ : (શાંતિથી) 'ઠીક તો મેં એવા એક દ્રોહીને એ દંડ દીધો છે.'

રણજિત } એક અવાજે : 'તમે', તમે પોતે–જાતે–હાથે !'
તેજસિંગ }

ખાં સાહેબ : 'હા–મેં.'

મારતંડ : 'ખાં સાહેબ, ઠીક, પણ પ્રણાલિકા અને નિયમ આપણા ઇમાન અને નીતિ પ્રમાણે–આપ વીસર્યા નહિ હો !'

ખાં સાહેબ : 'ના હું કાંઇ વીસરતો નથી.'

મારતંડ : 'શું હતું, કોણ હતું, શું કર્યું તેણે ?'

ખાં સાહેબ : 'સાંભળો, વર્ષો પહેલાં રેલના ગરનાળામાંથી એક છોકરો મળ્યો. પાળીપોષી ઉછેર્યો. મોટો કર્યો. પછી આપણામાં તેને લીધો. તે કાંઇને કાંઇ જાણકાર થયો અને તે વટલાયો. તેને કોઇ કાળી આંખોએ તરફડાવ્યો અને તેણે કપટ માંડ્યું. જરા જરા વાત ફરવા માંડી. નાનાં કાર્ય કરનારાને સરળતા ઓછી થઇ. કોઈ કોઈ ઠેકાણાં બંધ થઈ ગયાં. એને વિશિષ્ટતાની–વિશાળતાની ખબર નહોતી અને એનાથી વિશેષ કાંઇ કહેવાનું નથી. કાળી આંખવાળી પર દબાણ ચાલતું. કાળી આંખવાળી મારવાડી મોહિનીનું દબાણ એના પર વધ્યું, અસહ્ય થયું, અને એને કહેવામાં આવ્યું. 'કોઇ મોટાને સોંપાવી દે, તેની પાસેથી બાતમી મળશે.' ને તેણે કબૂલ્યું. એને 'જંગ બહાદુર' તમે તેના દગાના ભોગ બન્યા. આપણી કરોળિયાની જાળની તેને ખબર નહોતી. તેજ નીચ–કુકર્મી [illegible]

હિંમતવાન બન્યો. લખનૌમાં આવ્યો ને ગુરૂદેવ તરફથી સંદેશો છે એમ કહ્યું. મને તેની ગંધ ગમી નહિ. મારા રૂહે મને ચેતવણી આપી. એની જાળ ભયાનક હતી. આપણને બધાંને તે તરબોળ કરી નાંખત–ઠીક, હું નીકળ્યો અને અદશ્ય થયો. ઠેઠ પેશાવરથી મુલતાન, લાહોર, દિલ્હી બધેથી 'સગડ' લીધા અને સમજ પડી. એક રાતે હું તે મારવાડી નાઝનીનને ત્યાં ગયો. પાન લીધું ને મ્હોર મૂકી. ને પછી 'બિલ્લો' બતાવ્યો. તે હેબતાઇ. મને તેણે જોયો નહોતો. મેં તેને કહ્યું: 'હવે એક પખવાડિયામાં પતાવી દેવાનું છે. તારા જુવાનને કહેજે કે મને છેક ઊંચે ટેકરીથી મોકલ્યો છે. સમજણ પડે છે ને? ક્યારે આવવાનો છે તે,' અને તેણે થરથરતે કંઠે કહ્યું, 'હું બહુ કહું છું પણ તે બધું માનતો નથી. તે કહે છે કે બધું કરૂં. બધાને પકડાવું પણ એક તો મારો પાલક બાપ છે. એને નહિ. એને મારીની ખાત્રી આપે.' અને મેં કહ્યું કે તું ખાત્રી આપજે ને ગોઠવજે. ને કોઇને કહેતી નહિ. પછી આઠ દિવસે પાછો મળ્યો. તેણે કહ્યું કે બધું ગોઠવાઇ ગયું છે. ને મેં કહ્યું કે તારા માણસને કહેજે કે મને...ની સરાઈમાં મળે. તે દિવસ ને તારીખ આપ્યાં. હું ત્યાં છુપાઈ રહ્યો ત્યાં તે આવ્યો. મારો ભત્રિજો મ્હેં મોટો કરેલો તે–રફીક યા અલ્લાહ તોબાહ–તોબાહ–મને તેણે જોયો નહિ–મારો વેશ તદ્દન જુદો હતો–પછી બીજે દિવસે મ્હેં તેને ઇશારત કરી અને વાત કહી ને મેં કહ્યું, તને એક મોટા અમલદારને ત્યાં લઇ જવો છે. ટેકરી તરફ તદ્દન ગુપ્ત જગ્યામાં જવાનું છે. ને હમે ઊંચી ટેકરીની ગાડીમાં બેઠા. સાંજે એક સ્ટેશને ઘણી ગીરદીમાં ઊતર્યા ને ચાલવા માંડ્યું. તેણે પૂછ્યું, 'આમ ક્યાં રસ્તો છે?' મેં ચૂપ રહેવા જણાવ્યું ને ઉપરનો રસ્તો લીધો. ત્યાં વળાંકમાં ઊતર્યા. રાત પડી ગઇ હતી અને એક ખીણની પાસે નાની

પહાડી ગલીમાં પેઠા. એ અચકાયો. મેં કહ્યું કે, જો અંદર દીવા બળે છે ને અહીં તેના મુકામ છે. પાંચેક મિનિટે અમે એક ઝૂંપડીમાં પેઠા. ત્યાં ખુરશી, ટેબલ, ખોરાક બધું હતું ને મેં એને રાંધવા બેસાડયો ને કહ્યું, 'હું તેની વાટ જોઉં છું.' દોઢેક કલાકે હું પાછો આવ્યો. તેણે રાંધ્યું હતું. હમે બેઉએ ખાધું. તેણે પૂછ્યું , 'કેમ કયારે આવશે?' તેને બીક લાગતી હતી તે મેં જોયું ને મ્હેં કહ્યું, કે 'ગમે ત્યારે રાત્રે આવે. તું સૂઇ જા.' શરાબની શીશીમાંથી તેણે એક પ્યાલો ઉડાવ્યો ને તે ખાટલા પર પડયો. એક કલાક ગયો, તેનાં નસકોરાં બોલતાં હતાં. એક દોરડું લઇ મેં તેને બાંધ્યો. તે સવળ્યો અને આંખો ઉઘાડી, તરફડયો, તેના બંધ અચૂક હતા. તેણે બૂમ પાડી. મ્હેં મોઢું દાબ્યું ને કહ્યું, 'રફીક, અલ્લાહને યાદ કરી લે.'

એ હેબતાઇ ગયો ને બોલ્યો, 'કોણ? કોણ? તમે? તમે!' મેં કહ્યું, 'હા, હું.' તેણે કહ્યું, 'બાબાજાન, બાબાજાન, મને-મને માફ કરો!' મ્હેં પૂછ્યું, તું કબૂલ કરે છે?' 'હા, હા. મને માફ કરો. હું લલચાયો.' મેં કહ્યું, માફની વાત પછી-તારી કરતૂકની કહાણી કહે તો વિચાર કરૂં. અને તેણે તેની દુષ્ટ કહાણી કહી, તેની ભયંકરતા હતી. મારી તસબી ચાલતી હતી. તેણે તે પૂરી કરી–અને મ્હેં કહ્યું, 'તારે ક્રાન્તિને સળગાવી દેવી હતી. વર્ષોની મહેનતને તારે રગદોળવી હતી. હવે તુંજ તારી સજા ફરમાવ.' એ સામું જોઇ રહ્યો અને રડી પડયો. પછી-પછી મેં તેના હાથમાં કુરાન આપ્યું. ને તેને અલ્લાહ પાસે માફી માંગવા કહ્યું. એણે કુરાનને ચૂમી પાછું આપ્યું. ને...પછી...હવે...તે...નથી. ખાં સાહેબનો ઘાંટો સહેજ ઘોઘરો થયો.'

તેજસિંગ : ‘ શું થયું ખાં સાહેબ ? ’

મારતંડ : ( સખતાઇથી ) “ તેજસિંગ...’

ખાં સાહેબ : ‘ કાંઇ નહિ, કહું છું એ ઝૂંપડી સળગી ગઇ. સવારે ત્યાં રગદોળાયલી રાખ સિવાય કાંઇ નહોતું; ને એક ફકિર ત્યાંથી પરોઢિયે ખીણમાંથી ઊતરી ચાલ્યો ગયો હતો, સૌએ એકબીજા સામું જોયું. ને ખાં સાહેબે પૂછ્યું, ‘ કેમ, હવે તમે શું કહો છો ? ’

મારતંડ : ‘ કાંઇ કહેવાનું નથી ! તમારો ન્યાય તમે કરી લીધો. હમોને માન્ય છે. હવે શું ? ’

ખાં સાહેબ : ‘ હવે સમજો. ઘણી કામગીરી ફેરવવી પડશે અને તંત્ર પણ બદલવું પડશે. ‘મા’ને મળવાની જરૂર છે તો ગુરુદેવ તમે તે નક્કી કરો.’

આવી વાતો થઇ, અને તેઓ ત્યાંજ સૂઇ રહ્યા.

જેહેલમ નદીના નિલવર્ણા નીરનું સંગીત જેણે સાંભળ્યું હોય તે એને કદીએ વીસરે નહિ—તેને જહેલમની મોહિની લાગે; અને જહેલમને કિનારે—રળિયામણી રાત્રે શ્રમ ઉતારતાં કોઇ સુંદરીની સાથમાં સ્વપ્નાં માણવા તેને પ્રેરે!

એક રાત્રિ હતી—ઉજળી અને ઉચ્છૃંખલ; તારલાથી ટમકતી અને નોમના નાનકડા ચંદ્રથી ચમકતી.

એક યુગલ હતું—પ્રેમના પીંગળ સમું અને હૃદયના રાસ રમતું.

આરસની અગાસીની આરસીમાં પ્રીતની પરિમલ પ્રસરી રહી હતી. આસપાસ પ્રકૃતિ પચરંગી પાનેતર પહેરી ચંપા અને ચંપેલીના વનની સુવાસ સીંચતી કમળની માળા હસ્તે વીંટાળી યુગલને અર્પવા ઉત્સુક હતી.

આગ્રાની કારીગરીની અમૂલ્ય બીછાવટ પર દિલરૂબાના તાર ઝણઝણતા હતા. સ્ફટિક જેવી આંખમાંથી હૈયાની મીઠી અમી ઝરતી હતી, અને આસમાની કંઠમાંથા હળવું સંગીત રેલાતું હતું.

—અને પૌરુષથી ઓપતા નરને નારીના સનાતન દિગ્વિજયથી પીગાળતું હતું. નારી ગાતી હતી.

(તાલ—કેરવા)

આંબે કોયલીઆં બોલી આઈ બસંત રૃતુ આઈ।। ધ્રુ. ।।

ગહરી ઘટામેં કોયલીઓને રૃતુ બધાઈ મનાઈ।

આઈ બસંત રૃતુ આઈ ।। ૧ ।।

કુહુ કુહુસે કુંજ જગાયો સુન સખીયાં દોડી આઈ।
આઈ બસંત રૂતુ આઈ ॥ ૨ ॥

ગુલાલ ખેલે સખીઅન સબ મીલ ઘરઘર ગુલાલ ઉડાઈ।
આઈ બસંત રૂતુ આઈ ॥ ૩ ॥

કૃષ્ણ બીનામે ઇતઉત ડોલુ બીરહ રંગરે રંગાઈ।
આઈ બસંત રૂતુ આઈ ॥ ૪ ॥

તોરી દાસી કહે મેરી સુન લીજે બેગી આવોની કનાઈ।
આઈ બસંત રૂતુ આઈ ॥ ૫ ॥

છેલ્લી કડી 'કૃષ્ણ બીનામેં ઇતિઉત ડોલું' ગાતાં નારીએ નમણાં નયનો નર પર ઢાળવ્યાં, અને 'બિરહ રંગસે રંગાઇ' કહેતાં પ્રેમના અનંગથી રાતું થયેલું મુખ ચુંબન કાજે ધર્યું પણ નર–તેના પીયુ–અધરને ચૂંમે, ત્યાં તો ખસેડી લઈ હસતી–'બેગી આવોની કનાઇ'નો રણકાર કરી, નારીએ કોઈ અદ્ભુત રુદન ગીત શરૂ કર્યું અને દિલરૂબાના તારમાંથી હૈયાનાં આંસુ નીતર્યાં. અને રુંધાયલા પ્રેમનાં ડૂસકાં સંભળાયાં.

(રાગ–ભીમ જોગી—તાલ–દીપચંદી)

મેરે નૈનોસે જલકી ધારા બહે।
મેરે દીલમેસે કૃષ્ણા નાહિ હટે ॥ ધ્રુ. ॥

મેરે નમકી કહાની ન કોઇ સુને।
મેરે નૈનોકે તારે મથરા બસે ॥ ૧ ॥

મે તો નિત દરશનકી પ્યાસી રહુ।
ઉનકે ચરનોસે પ્રીત લગાયા કરૂં ॥ ૨ ॥

મેરી ઇતની અરજ તુમ માન કરો।
કભીસપનેમેં દરસન દીખાયા કરો ॥ ૩ ॥

કંઠનો ધ્વની ધીરથી હલકે સમાયો.

નારીએ સામું જોયું. આંખોમાં સ્વપ્ન જોતી વિહ્વળ પ્રિયતમાની ઉન્મતતા હતી. નરનું શરીર કંપતું હતું. તેણે

સ્રીના સુંવાળા હાથની આંગળી લીધી ને પૂછ્યું: 'કલન કોને સ્વપ્નામાં જુએ છે. હું તો સામે છું.'

કલન : 'મારા 'કૃષ્ણ'ને સરફરોશ !'

સરફરોશ : 'કીસાનજી કી યાદમેં તું કયા દેખ રહી હે ?'

કલન : 'કૃષ્ણે જે કાંઇ કર્યું તેને; સમાજના વિપ્લવને અંધ અભિમાની-સ્વાર્થ-અન્યાયી-રાજસત્તા સામેની ક્રાન્તિને.'

સરફરોશ : 'વાહ ! વાહ !'

કલન : 'અને-તને ! અફઘાનિસ્તાનમાં-તું-કૃષ્ણ થાય તેને ? મારાં સ્વપ્નાં મૂર્તિમંત કરે તેવા સર્જકને 'સરો' !'

સરફરોશ : 'અઝીઝે મન ! તું કયા કહે રહી હે !'

કલન : 'સચ બોલ રહી હું મેરે જાન !'

સરફરોશ : 'મેરે વતન મે ક્યાં ગદ્દર કી તેરી તમન્ના હે !'

કલન : 'દેખ, દેખ, સરફરોશ ગદ્દર સી કયા હોતા હે ? એક સુલતાન જાય ઔર દુસરા આવે ! આમ રયાયા કુ સુલતાનો કી સાથ કહાં નીસબત હે. મેં તો આવામ કી જમ્હુરિયત (પ્રજાવાદ) કી ઉમીદમે જલ રહી હું.—'

સરફરોશ : 'મુંઝે કહાં માલૂમ નહિ હે-મેરે લીયે તુંને તેરા પ્યારા વતન બી છોડ દીયા !'

કલન : 'નહિ, નહિ-'સરો' મે ને કુચ્છ છોડા નહિ-ના કભી-છોડુંગી મેને તો તેરેકુ મેરા વતન-હિંદોસ્તાન કા-કર લીયા !'

સરફરોશ : 'ઓર-તું-તું-અફઘાનીસ્તાનકી હો-ગઇ !'

કલન : 'હાં-જરૂર. ઇસી તરેહ હિંદુ ઓર અફઘાનીસ્તાન, બરમા ઓર સિલોન-'યક-હી'—'આમ-જમ્હુરિયત' કી દુનિયા બન સકતી હે !'

સરફરોશ : 'એસી સીઆસતી (રાજકીય) બાત અભી રહેને દે, પ્યારી મેરા દિલ તેરી આંખો કે આસમાન મેં ઉડ રહા હે!'

કલન : 'યેહ સયાસતી બાતાં નહિ હે–'સરો' યેહ તો રૂહાની (આત્માની) ચીઝ હે! મેરે જાન!'

સરફરોશ : 'રૂહાની–કલન!'

કલન : 'હા, આઝાદી–'દેહાતી જમ્હુરિયત' મુલ્કકી રઆયા–તાકાત–મુંઝે 'રૂહ'કી મસાલ હો ગયે હે!'

સરફરોશ : 'મુંઝે માલૂમ હૈ–મેં તેરી સાથ સામેલ હુઆ હું!'

કલન : 'હાં–ઓર–અપન થોડે દીનમેં જા રહે હે–વતન સે બહાર–દૂરદૂર ફ્રાન્સ, જરમની, રૂસ, લંડન, તુરકી જા રહે હે. પાંચ સાલકી કામગીરી કી અપન દોનોને સોગંદ લીએ હે–આહ મે રાવીકા કિનારા કબ દેખુંગી?'

નારી જરાક ધ્રુજી અને પુરુષના ખોળામાં સૂતી. સરફરોશે કાળા વાળમાં આંગળાં ગુંથ્યાં અને શાંત શીતળ ચાંદનીમાં ચુંમીઓ વરસી રહી.

નારીના કંઠમાંથી 'પેલે પાર વસતા તું પ્રિયતમ ગીત' મંદ સ્વરથી સર્યું.

(રાગ–**ખમાજ**—તાલ–**કેરવા**)

સાવરિઆ કા હૈ જી વસ્યા પેલે પારા.

બનમે તેરી મુરલી સુહાવે,
અખીંઆંસે બહી આવે ધારા ॥ ધ્રુ.॥

આવન કો તો દિલ આવત હૈ,
આડા હૈ સમુંદર ખારા ॥ ૧ ॥

નાહી સુચત હૈ દીન રૈન મોહે,
દુંહી બસે મન માશ ॥ ૨ ॥

તોરી દાસી કહે સુન બંસીવાલા,
બેગી દે દરસન થારા ॥ ૩ ॥

સૂતી સૂતી તે ગાતી હતી. હાથનો અભિનય હતો. આંખ ઊંચી પ્રિયતમની આંખ સાથે વાત કરતી હતી. 'પેલે પારા' બોલતાં તેણે પરદેશને પાંખ્યો. 'દીલ આવત હૈ'નો રણકો લેતાં તેણે પ્રિયતમનું માથું મીઠાં સ્તન પર લીધું અને પાછા આવતાં–તો–સીધ્ધી સાધતો–તા-વચમાં 'સમુંદર ખારો' કહેતાં તેણે સ્વરમાં લોખણનો રણકાર અને અધિરાઈ પાથરી. વ્હાલમના મુખને ઊંચું કરી, 'તુંજ મારા મનમાં વસે છે'ની લીટી ગાતાં તેના અધરને ચૂંમ્યા. અને પછી ત્રણ ત્રણ વાર 'દાસી' રાષ્ટ્ર અને મુક્તિની હું દાસી છું. એમ કહી, કહી 'વેગે તારાં દર્શન આપ નાથ' એમ કહી સરફરોશને તેણે ઊંચાં થઈ ખોળામાં સુવાડી–ફરી ફરી કહ્યું, 'હા–હા–તારાં રૂહ–(આત્મા) રાષ્ટ્ર અને મુક્તિ રૂપે જ થાય–તેવો તું–થા. મારા જાન; તેવાં જ તારાં દર્શન કાજે હું પ્યાસી છું.' એમ કહ્યું અને તેને વીંટળાઈ.

કોકિલા બોલતી હતી–નદી કલરવ કરતી હતી.

ચાંદની હસતી હતી અને ભારતની એક નારીએ પરદેશના એક વીરનરને ભારતમુક્તિ કાજે પોતાના પંથનો પ્રેમના પરિબળથી સાથી–સર્જ્યો હતો.

—અને મુક્તિ અને ક્રાન્તિની માનવજનતાની બે અમર આશાઓ અણુદીઠ આંસુઓ સારતી હતી.

* * *

Deliverance and Revolution–Emanicipation and Rennaissance.

[ સંપૂર્ણ ]

— દરેક જાતના જિંદગીના વીમા વાસ્તે —

હિંદુસ્તાન કો-ઓપરેટીવ ઇન્સ્યુરન્સ
સોસાયટી લી. ની પૉલીસી લેજો.

હિન્દુસ્થાનની પૉલીસી તમને સંપૂર્ણ રક્ષણ આપે છે.

| | | |
|---|---|---|
| કુલ ચાલુ કામ | .... | ૧૯ કરોડ ઉપરાંત |
| કુલ અસ્કયામત | .... | ૫ કરોડ ઉપરાંત |
| લાઈફ ફંડ | .... | ૪॥ કરોડ ઉપરાંત |

# હિંદુસ્થાન કો-ઑપરેટીવ ઇન્સ્યુરન્સ સોસાયટી લી.

હેડ ઑફિસ
કલકત્તા

મુંબઇ શાખા
હોર્નબી રોડ કોટ-મુંબઇ

બ્રાન્ચ મેનેજર : એસ. સી. મજૂમદાર

— હિન્દની અગ્રગણ્ય જિંદગીના વીમાની સંસ્થા —

# ધી બોમ્બે કો-ઓપરેટીવ ઇન્સ્યુરન્સ સોસાયટી લીઃ

| | | | | |
|---|---|---|---|---|
| * નવું કામ (૧૯૪૩) | .... | રૂ. | ૩૯,૨૭,૦૦૦ | ઉપર |
| * કુલ ચાલુ કામ | .... | રૂ. | ૧,૬૦,૦૦,૮૦૦ | ઉપર |
| * લાઇફ ફંડ | .... | રૂ. | ૨૨,૭૫,૦૦૦ | ઉપર |
| * કુલ મિલ્કત | .... | રૂ. | ૨૪,૮૮,૦૦૦ | ઉપર |

હિંદની અગ્રગણ્ય સહકારી સંસ્થા

પ્રમુખ :—શ્રી. માધવલાલ મકનજી બટ્ટ
જે. પી.

મેનેજરઃ—શ્રી. જી. એમ. ઠાકોર, એમ. એ.
(કેન્ટાબ)

કો-ઓપરેટીવ ઇન્સ્યુરન્સ બીલ્ડીંગ
સર ફીરોજશાહ મહેતા રોડ, કોટ : મુંબઈ

# રૂબી જનરલ ઈન્સ્યુરન્સ કું. લી.

મુખ્ય ઑફિસ :
૮, રોયલએક્ષચેન્જ પ્લેસ
કલકત્તા

રજિષ્ટર્ડ ઑફિસ :
૨૧, દરિયા ગંજ
દિલ્હી

ચેરમેન

શેઠ આર. એમ. બીરલા

— ૧૯૪૨ ના જ્વલંત આંકડા —

| | | |
|---|---|---|
| જિંદગીના વીમાનું કામ... | ... | ...૫૬ લાખ ઉપર |
| આગના વીમાનું કામ... | ... | ...૨૮ લાખ ઉપર |
| અકસ્માત વ. વીમાનું કામ પ્રીમીયમ... | ... | ... ૯ લાખ ઉપર |

— દરેક જાતના જોખમના વીમા લેવાય છે —

જિંદગી, આગ, દરિયાઈ, મોટરકાર,
અકસ્માત, કામદારોને નુકશાની વિ૦

દરેક ઠેકાણે એજન્ટો અને ઑરગેનાઇઝરોની જરૂર છે.

બી. કે. સેતલવાડ
જનરલ મેનેજર ઇન્ચાર્જ બોમ્બે ડીવીઝન
મુંબઇ—ઑફિસ
ઇમ્પીરિયલ - બેંક એનેક્ષી - બેંક સ્ટ્રીટ
મુંબઈ

ઇન્સ્યુરન્સ એ આર્થિક સલામતિનું સાધન છે

## ધી જ્યુપિટર જનરલ ઈન્સ્યુરન્સ કું૦ લીમીટેડ

હિંદુસ્તાનમાં રજિસ્ટર્ડ થયેલી

* જિંદગી, * આગ, * દરિયાઈ, * અકસ્માત,
વગેરે દરેક જાતનું વીમાનું કામકાજ કરે છે.

| | |
|---|---|
| * સત્તાવાર થાપણ.... | રૂ. ૨,૦૦,૦૦,૦૦૦ |
| * બહાર કાઢેલી અને ભરાયલી થાપણ.... | રૂ. ૧,૫૦,૦૦,૦૦૦ |
| * ભરપાય થયેલી થાપણ.... | રૂ. ૨૩,૭૪,૮૦૦ |
| * કુલ વધારાની મીલ્કત.... | રૂ. ૧,૨૯,૩૫,૦૦૦ |
| * કુલ વધારાનું જિંદગીના વિમાનું ફંડ.... | રૂ. ૩૭,૩૬,૦૦૦ |

ઉપરના આંકડા કુંપનીની લોકપ્રિયતા અને કુંપનીએ
જાહેર જનતાની મેળવેલી શ્રદ્ધા પુરવાર કરે છે.

હેડ ઓફિસ : ઇમ્પીરીયલ બેંક બીલ્ડીંગ
બેંક સ્ટ્રીટ, કોટ : મુંબાઈ

# ઇસ્ટર્ન ફેડરલ યુનિયનની

એક

પૉલીસી આપની બધી ભાવી ઉપાધીઓ
દૂર કરશે. આજે જ એક પૉલીસી લઈ લ્યો

નીચેના સ્થળે મળો અગર પૂછો:—

TELE NO.
2533

**N. A. LAKHIA**

બ્રાન્ચ મેનેજર,
લાલ દરવાજા, અમદાવાદ



ગુજરાતના મુખ્ય ગામોમાં ઉત્સાહી
એજન્ટો જોઇએ છીએ.



સંપૂર્ણ સ્વદેશી વીમા કુંપની—

**ધી ઈસ્ટર્ન ફેડરલ ઇન્સ્યુરન્સ કું૦**

હિંદુસ્થાનની આગેવાન વીમા કુંપની

ધી

# ઇન્ડસ્ટ્રીઅલ એન્ડ પ્રુડેન્શીઅલ એસ્યુરન્સ કુંપની લીમીટેડ.

ચર્ચગેટ સ્ટેશન સામે, મુંબઇ

માં જ તમારો વીમો ઉતરાવો

- નવું બીઝનેસ ૯૮,૦૦,૦૦૦ ઉપરાંત
- ૧૯૪૨ની આખરની
  એસેટસ આશરે ૧,૮૮,૦૦,૦૦૦ ઉપરાંત
- લાઇફ ફંડ ૧,૭૮,૦૦,૦૦૦ ઉપરાંત

ચેરમેન: સર ચિમનલાલ સેતલવાડ નાઇટ

ગુજરાતના ચીફ એજન્ટસ

ધી ગુજરાત એજન્સી, ભદ્ર : અમદાવાદ.